# कर्म अने आत्मानो संयोग



શ્રી મહાવીર જૈન જ્ઞાનોદય સોસાયટી

મુંબઈ અને રાજકોટ

# કર્મ અને આત્માનો સંયોગ



લેખક: શ્રીયુત "અધ્યાયી"



પ્રકાશક:
શ્રી મહાવીર જૈન જ્ઞાનોદય સોસાઇટી
મુંબઇ અને રાજકોટ



કિંમત ૦-૩-૦

# પ્રસ્તાવના

વિશ્વના હરકોઇ પ્રદેશમાં દૃષ્ટિએ આવતા જીવ-માત્રના જીવનવ્યવહારની, અર્થાત્ સાંસારિક વૈભવ-સુખ-દુઃખ ઉપાધિ કે શાંતિની ઘટનાઓ જે વસ્તુ નિશ્ચય રીતે નિયત કરે છે, તે વસ્તુના સ્વરૂપનું વાસ્તવિક જ્ઞાન, એટલે વિવિધપ્રકારના કર્મ, તેની પ્રકૃતિ અને પરિણામ, આદિ બાબતોનું જ્ઞાન, જૈન કે જૈનેતર, બાળ કે વૃદ્ધ તમામને એક સરખી રીતે અત્યંત આવશ્યક અને ઉપકારક છે. કર્મની વિવિધ ઘટનાઓની સમજણ અને વિવેકપૂર્વક વિચારણાથી આત્મિક બળની ખીલવણી એ જીવમાત્રને સર્વોત્કૃષ્ટ કલ્યાણ સાધક હોવા ઉપરાંત, ભવચક્રના ફેરા ઓછા અને સહેલા કરવામાં, તેમજ સંસારના કીચડમાંથી કાંઇક ઉપર આવવામાં, અને પરિણામે મોક્ષ માર્ગના હેતુની સફળતા અર્થે મોટા સાધન રૂપ છે.

આ લઘુ પુસ્તકમાં તેજ દૃષ્ટિથી "કર્મ અને આત્માનો સંયોગ," તે સંયોગ સ્વાભાવિક છે કે વિભાવિક તેની યથાયોગ્ય સમજણ, તથા કર્મની પ્રકૃતિ, પ્રદેશ, બંધ, આદિ સંબંધેનું જૈન દૃષ્ટિ અનુસાર યોગ્ય વિવેચન થયેલું જોઇ શકાશે.

જૈન વર્ગના એક ગંભીર વિચારક શ્રીયુત "અધ્યાથી"ની લલિત લેખિનીથી લખાએલ આ મૂળલેખ "જૈનહિતેચ્છુ" પત્રના સને ૧૯૧૫ની સાલના અંકોમાં કટકે કટકે પ્રસિદ્ધ થએલો છે. આ લેખ કર્મ સંબંધીના ગહન વિષયની કેટલીક રૂપરેખાની સમજણ આપવા માટે ઘણો મહત્વનો જણાતાં, આ નાનકડા પુસ્તકરૂપે પ્રસિદ્ધ કરવામાં આવેલ છે, અને સોસાઇટીને આશા રહે છે કે જન સમુદાયમાં આ નાનકડું પણ ઉપયોગી પુસ્તક યોગ્ય સતકારને પામશે.

સ્થા. જૈન પંડિત મુનિરાજ શ્રી ત્રિલોકચંદ્રજી સ્વામીએ આ ગહન વિષયની પ્રાથમિક સમજણ રૂપે "ઉપોદ્ઘાત" લખી જનસમાજ પર ઉપકાર કરેલ છે, તેની નોંધ લેતાં સોસાઇટીને આનંદ ઉપજે છે.

આ લેખ પુસ્તક રૂપે પ્રસિદ્ધ કરવાની ઉદાર ભાવે પરવાનગી આપી "જૈનહિતેચ્છુ" પત્રના માલેક કર્તવ્યપરાયણ ભાઇ વાડીલાલ મોતીલાલ શાહે સોસાઇટીને આભારી કરેલ છે.

રાજકોટ — પ્રસિદ્ધ કર્ત્તા

વિજયાદશમી સંવત ૧૯૭૫

॥ वीतरागाय नमः

# ઉપોદ્‌ઘાત

---

સુખરૂપ નિદ્રામાં સર્વે વિકારોની કંઇક અંશે ઉપ-શાંતિ રહ્યા પછી સાવધાન થઇ, સ્વસ્થ અને સ્થિર ચિત્તે, પ્રમોદ ભાવનાથી પ્રસન્નવદને, નૈસર્ગિક વાતાવરણ-વાળા એક ભૂમિ ભાગમાં દૃઢ આસને બેસી, વિચિત્રતાથી ભરપૂર જગતની વિચિત્રતાનું અને સ્થૂલ અણવાદિના ભેદોનું નિરીક્ષણ કરતાં આપણને શા શા વિચારો આવે છે? શું જોવામાં આવે છે?

સર્વે આત્માઓની સ્વભાવ અવસ્થા, પરિણામ, શક્તિ, એ સમાન ભાવે હોઇ, વ્યક્તિને વ્યક્તિરૂપે એક-મેકની સાથે, અથવા વ્યક્તિને સમષ્ટિ સાથે તપાસતાં શું જણાય છે? એક સરખી આકૃતિ, ગુણ, અવસ્થા, અવગાહના, બળ, બુદ્ધિ, રૂપ, સાધન સંપત્તિ, સંયોગ, કારણ, ધાન્યાદિ સામગ્રી, દેશ, કુળ વગેરે સમાન હોવા છતાં સુખાદિ સ્થિતિ સર્વેની એક સરખી—એક બીજાની સાથે બંધબેસતી જણાતી નથી. કોઇ રાંક છે તો કોઈ રાજા છે. કોઇ સુખી છે તો કોઇ દુઃખી છે. કોઇ તો ખોરાક પોશાકની મનમાનતી શાતા

અનુભવે છે, ત્યારે કોઇકને તેવી તેટલી કે તેના કરતાં ઓછી વત્તી અશાતા અનુભવવી પડે છે. કોઇક તો સ્ત્રી, પુત્ર, ભાઇ, બહેન, માતા, પિતા સહિત સુખમાં દિન વ્યતીત કરે છે; કોઇક તો રાજપદે કે શેઠપદે ચાકર નોકરના અનુકૂલ સંયોગોમાં સદાને માટે વિચરે છે; ત્યારે કોઇક તો સદંતર પ્રતિકૂલ સાધનોથી શોક, દુઃખ, ખેદ, તાપાદિના દુસહ્ય પ્રસંગોમાંજ જીવન પસાર કરે છે. એકને અઢળક ધન, રાજસન્માન, પ્રૌઢપ્રતાપ, સંપૂર્ણ વૈભવ ને ઉજ્જવલ કીર્તિ સહિત સુખરૂપ દિવસો વ્યતીત થાય છે, ત્યારે એકને પ્રાણની હાનિ કે માનહાનિ અનુભવવી પડે છે.

આ અને એવા અનેક પ્રકારો, બનાવો તપાસતાં આખા વિશ્વની જે ચમત્કૃતિવાળી વિચિત્રતા આપણી દૃષ્ટિ-વૃત્તિ આગળ રમે છે તેનું નિજ કારણ શું? એ તપાસવાની સન્માર્ગે જવા ઇચ્છનારને આવશ્યકતા છે. જરૂર એટલા માટે કે એક રંક, વિના પ્રયાસે તદન નિર્માલ્ય સાધનોથી રાજપાટનો ધણી થાય છે, ત્યારે પંડિત, સંસ્કારી, નીતિમાન્ કોવિદ જે પોતાને સર્વેથી શ્રેષ્ઠ માને છે તે પોતાનું જીવન કેદમાં કાઢે છે અથવા તો ભટકતી જીંદગીમાં જીવન પૂર્ણ કરે છે. કેટલાક સ્વામિત્વ વિના-સંભાળ વગર ઉછરેલા જંગલી મહાન વૃક્ષોની પેઠે દીર્ઘ આયુષ્ય ભોગવે છે, ત્યારે કેટલાક

એક કહેતાં એકવીશ નોકરોની હાજરીમાં, અનેક વૈદ્ય દાક્તરોની સારવાર છતાં લઘુ વયમાં આ ક્ષણભંગુર જગતને છોડી દઇ કાળનો કોળીઓ થઇ જાય છે. સર્વે જીવો સુખને અનુકૂલ સામગ્રી ને પ્રાપ્તિ, પોતપોતાની બુદ્ધિ, પ્રકૃતિ. વાસના ઇત્યાદિ અનુસાર ઇચ્છે છે, ને પ્રવૃત્તિ પણ તેવી આદરે છે; છતાં–પ્રવૃત્તિમાં ને પ્રવૃત્તિમાં જીવન પસાર કરતાં છતાં ઇચ્છિત સુખાદિ સામગ્રી પ્રાપ્ત થતી નથી. અપરિશ્રાંત ઉદ્યોગ કે પુરૂષાર્થ કરવા છતાં સુખાદિથી તે વિમુખ રહે છે તેનું કારણ શું ?

આ પ્રવૃત્તિથી ભરપુર જગત્‌માં મન, વાણી અને કાયાથી થતી તમામ ક્રિયામાં આત્મ પ્રદેશનું જોડાવું, તેમાં તીવ્ર કે મંદ રસ (લાગણી) ઉત્પન્ન થવો એ બધાથી અદૃસ્ય ધન પ્રત્યેક ક્ષણે બંધાતો રહ્યો છે, ને રહે છે; અને જ્યાં સુધી નિર્લેપ દશા પ્રાપ્ત નહિ થાય ત્યાં સુધી–જ્યાં સુધી આત્મા ને જડના સંબંધથી મુક્ત નહિ કરાય ત્યાં સુધી ચર્મચક્ષુથી એ અદ્રસ્ય ધન બંધાતો રહેશે. નૈસર્ગિક તત્વવેત્તાના શબ્દોમાં બોલીએ તો એ અદ્રસ્ય જડ ધનને "કર્મ" કહેવામાં આવે છે. અગમ્ય સત્તા કહો કે કર્મ કહો. એ કર્મ વડેજ આ સંસારની વિચિત્ર રચના જોવાય છે–અનુભવાય છે. "વાવે તેવું લણે ને કરે તેવું પામે"

એ કહેવત મુજબ કરેલાં કર્મો ભોગવ્યા વિના છુટકો નથી. **कृतान [illegible]र्माण न मोक्ष[illegible] अस्ति** કર્મ એ દરેક મનુષ્યની પોતાની સરજત છે. "કર્મ" એટલે "કાર્ય."

જ્યાંસુધી આપણે પરાસ્તપણે બુદ્ધિના વિલાસોમાં રમીએ છીએ, ઇંદ્રિયજનિત સુખોમાં રચ્યા પચ્યા રહીએ છીએ ત્યાંસુધી "કર્મ" નામથી વર્ણવવામાં આવતી વસ્તુના સંબંધમાં વિચાર કે શંકા ઉદ્‌ભવવી અસંભવિત છે. જેણે પદાર્થ વિજ્ઞાનનો અભ્યાસ કર્યો હશે તે કુદરતના કાયદાઓના સંબંધમાં કહી શકશે કે એ કાયદાઓ કાંઇ આજ્ઞાઓ નથી કે જેનો કદાચ ભંગ કરી શકાય. આમ કરો કે આમ ન કરો એમ કુદરતના કાયદા કહેવા જતા નથી, તે તો પરિણામિક બનાવો (Facts) રજુ કરે છે ને તે પરથી સત્ય શીખવે છે કે આવું કાર્ય કર્યાનું આવું પરિણામ આવવુંજ જોઇએ. આ અબાધિત, અવિચલ નિયમને "કુદરતના કાનુન" તરીકે અથવા "કર્મના કાયદા" તરીકે ઓળખવામાં આવે છે. જેમ પદાર્થ વિજ્ઞાનીઓ કેટલાક પ્રયોગો કરી તે પરથી નિયમો કે સત્ય ઉપજાવી કાઢે છે તેમ આ કાયદાઓ, અનેકવિધ સંયોગોના ઉત્પન્ન થતા પરિણામ ઉપરથી વિશ્વદૃષ્ટિવાળા સમર્થ પુરૂષો (તીર્થંકરો) દરેક સમય અને પ્રસંગે ઉપદેશે છે તે પરથી જાણી શકાયા

છે, અને એનો અનુભવ પણ થઇ શકે છે. રાજાઓ કે ધારા સભાના કાયદાઓ ઓર્ડર–ફરમાનરૂપે હોય છે. એ મનુષ્યકૃત કાયદાઓ છે તેથી તેની વિરૂદ્ધ આચરણ કરનારને અમુક અમુક પ્રકારની શિક્ષા કરવાની હોય છે. કાયદા કરનાર કોઇ, એ કાયદાને આધારે પકડનાર કોઇ, શિક્ષા કરનાર કોઇ, એમ મનુષ્યકૃત કાયદાઓમાં જુદી જુદી વ્યક્તિઓ કામ કરે છે. પરંતુ કર્મનો કાયદો એ કાંઇ મનુષ્યકૃત આજ્ઞાઓ નથી. એ તો નિશ્ચિત કારણોથી થતા પરિણામ સ્વતઃ જણાવનારૂં એક નિશ્ચિત બંધારણ છે. આ બંધારણ મુજબ સમ-વિષમ વર્તનનું પરિણામ શુભ કે અશુભ તૈયારજ હોય છે. આ કર્મ પરંપરાની ખૂબી છે. હા! કર્મસત્તા પર સામ્રાજ્ય ભોગવનાર યોગી મહાત્માઓ જ નિર્લેપ જીવનવાળા થઇ શકે છે. આવી સ્થિતિ જ્યાંલગી ઉત્પન્ન ન થાય ત્યાં લગી વર્તમાન સમયનું ઉદયાધીન જીવન કોઇપણ જાતના ઉહાપોહ વિના જલ કમલવત્ નિર્ગમન કરવું એજ અત્યુપયોગી ઉપદેશ છે. પ્રાણીઓને રાજાની પેઠે કર્મ કાંઇ આજ્ઞા કરશે નહિ તેમ પ્રાણીઓ પણ કાંઇ કર્મના ગુલામ નથી. જો ધારશે તો તે કર્મના બંધને તોડી શકશે. આપણી દૃષ્ટિ મર્યાદામાં ન આવી શકે એવા આઘાત પ્રત્યાઘાતો ( Forces )ના કાયદાઓ વચ્ચે કાર્ય કરનાર અને રમણ કરનાર, મુક્ત રહેનાર વિશુદ્ધ આત્માઓ છે.

કર્મની સત્તા કરતાં અદ્વિતીય બળવાળી આત્મ સત્તા સર્વ શ્રેષ્ટ છે. પણ મન, વચન, કાયાએ કાર્ય કરતાં રાગદ્વેષની પરિણુતિથી કર્મ બંધાય છે. એટલે **रागो य दोसो बीय कम्मबीयं** રાગ દ્વેષ એજ કર્મ બીજ છે. રાગ ને દ્વેષને વશ થતી વૃત્તિઓ કર્મ બીજનું રૂપ પકડે છે માટે રાગ દ્વેષથી દૂર રહેવાની જરૂર છે.

આત્માને કર્મના સંયોગનો આ લેખ ગહન છે. ગંભીરતા પૂર્વક એના ઉપર વિચાર કરવાનો છે. માત્ર એમ ને એમ એ વાંચી જવાનો નથી પણ એના ઉપર પુષ્કળ મનન કરવા જેવું છે. કર્મ ગ્રંથાદિ એના સંબંધમાં જોઇ જવાની પણ જરૂર છે. એ લેખ જેમ વારંવાર એકાગ્ર વૃત્તિથી વાંચી જવામાં આવશે તેમ તેમ તે લેખજ કેટલીક શંકાઓનું સમાધાન કરશે ને એ જાતેજ કેટલાક પ્રશ્નોના ઉત્તર આપતો જણાશે.

"ભીખ્ખુ."

# વિષયાનુક્રમણિકા.

॥ सम्यग्दर्शनज्ञानचारित्राणि मोक्षमार्गः ॥

तत्वार्थ सूत्र.

Right faith (or perception), right knowledge, and right conduct constitute the way to *Moksha*.

# કર્મ અને આત્માનો સંયોગ.



આત્માનું સ્વભાવપરિણમન એ ‘ મોક્ષ ’ છે; વિભાવમાં—પરભાવમાં પરિણમન તે ‘ બંધ ’ છે. જેટલે અંશે પરભાવથી છૂટાય તેટલે અંશે તે મોક્ષ છે, અને સર્વાંશે પરભાવથી મુક્ત થવું તે સંપૂર્ણ ‘ મોક્ષ ’ છે. બંધ અને મોક્ષ એ ઉભય આત્માની અવસ્થાવિશેષ છે. કષાયથી અનુરંજીત યોગપ્રવૃત્તિવડે આત્મા દ્રવ્યકર્મને આકર્ષી તે વડે બંધાય છે અને તે કર્મના ઉદયકાળે વ્યાકૂળતાને અનુભવે છે. આત્મા જે જે સુખ–દુઃખાદિક વેદે છે તેનું મૂળ કારણ કર્મબંધ છે, અને તેનો બીજસહિત નાશ થયા પછી આત્મા પોતાના સ્વાભાવિક સ્વરૂપમાં આવી શકે છે. આ સ્વભાવઅવસ્થા એ જ પરમહિત—સર્વોત્કૃષ્ટ કલ્યાણ છે, અને તે પ્રાપ્ત કરવાનો ઉપાય એ જ આ મનુષ્ય-જીવનનો પ્રધાન ઉદ્દેશ હોવો જોઇએ; તદંતર સર્વ પ્રવૃત્તિઓ એ પ્રધાન કર્તવ્યને જેટલે અંશે ઉપકારક થાય તેટલે જ અંશે સફળ છે. કેવા આચરણવડે

આત્મા પોતાના સ્વભાવમાં પ્રવર્તે, જે નિમિત્તો વડે આત્માનું પરભાવમાં અનુરંજન થાય છે તે નિમિત્તોની સત્તાને કેવા ઉપાયોથી ક્ષીણ કરવી, તેવી વિચારણા પ્રત્યેક મુમુક્ષુ આત્માને ઉપજે છે. આ વિષય પણ શાસ્ત્રદૃષ્ટિએ તેવી વીચારણાથી ઉત્પન્ન થયેલ હોવાથી તે જ દૃષ્ટિએ અવલોકવા યોગ્ય છે.

## કર્મ અને આત્મા.

કર્મનો સંયોગ કાળની આદિમાં થયો હતો. કાળની આદિ કદિ સંભવે? ઘડી, દિવસ, વર્ષ, પલ્યોપમ, પરાવર્ત્તન, એ સર્વ કાળની ઉપચારપૂર્વક કરેલી વ્યવહાર ઘટનાઓ છે, અને મનુષ્યોએ પોતાની સગવડ માટે જ તેવી કલ્પનાઓ ઘડી છે; કાળના તે સ્વાભાવિક ભેદ નથી,—અને તેથી તે સર્વને 'વ્યવહાર-કાળ'થી શાસ્ત્રકારે સંબોધ્યા છે. નિશ્ચયસ્વરૂપે કાળનું ઝરણ અનાદિ-અનંત છે. તે ઝરણનું ઉત્પત્તિસ્થાન કે વિલયસ્થાન છે જ નહીં; તેથી આત્મા અને કર્મનો સંબંધ કાળની આદિમાં થયેલો—કાળના ઝરણની ઉત્પત્તિના સહભાવીજ અમે કહીએ છીએ; અર્થાત્ તે સંયોગ અનાદિ છે, કોઇપણ કાળે કર્મ અને આત્મા ન્યારા નહોતા. કાળની આદિથી—અનંત કાળ પૂર્વેથી તે ઉભય એક બંધન રૂપ છે. સમયે સમયે તે કર્મવર્ગણાનું છૂટું થવું અને નવું મળવું થયાં જ

કરે છે. જુનાં કર્મ ભોગદ્વારા નીરસ થઇ ખરી પડે છે, અને નવાં કર્મ રાગાદિક ભાવ વડે 'કર્મ' રૂપે પરિણમે છે. જે રાગાદિક ભાવ વડે આત્મા નવીન કર્મવર્ગણાને આકર્ષે છે તે પરિણામવિશેષ એ 'ભાવ કર્મ' છે, અને તે વડે ખેંચાયેલ કાર્મણ-વર્ગણા એ 'દ્રવ્ય કર્મ' છે. દ્રવ્યકર્મ અને ભાવકર્મ પરસ્પરના કારણભૂત છે; અર્થાત્ રાગાદિક કષાયની ઉત્પત્તિમાં પૂર્વે ઉપાર્જેલું દ્રવ્યકર્મ નિમિત્તભૂત છે. તે દ્રવ્યકર્મ જ્યારે ફળ આપવાને ઉદયમાન થાય છે ત્યારે આત્મા રાગાદિકમાં પ્રવર્તે છે. તે પ્રવર્તનમાં દ્રવ્યકર્મ નિમિત્ત છે. રાગાદિક પરિણમન એ પુનઃ ભાવકર્મ છે અને તે વડે નવિન કર્મને આત્મા આકર્ષે છે. આ પ્રમાણે દ્રવ્યકર્મના ઉદયકાળે ભાવકર્મમાં પરિણમન અને તે પરિણમનથી નવિન દ્રવ્યકર્મનું ઉપાર્જન; પુનઃ તે દ્રવ્ય-કર્મનું ઉદયપણું અને તે નિમિત્તે વિભાવમાં પરિણ-મન, એમ કારણ-કાર્યની સાંકળ લંબાયાજ કરે છે.

રાગાદિકની ઉત્પત્તિ એ પૂર્વે ઉપાર્જેલા દ્રવ્યકર્મના નિમિત્તથીજ થાય છે. જો નિમિત્ત વિના તે ઉત્પન્ન થાય તો તે રાગાદિકને આત્માનો સ્વભાવ માનવો પડે અને તેથી મુક્ત આત્માઓમાં પણ રાગાદિક સંભવે. જે કાંઇ નિમિત્ત વિના હોય તેનું નામ 'સ્વભાવ' છે. મુક્ત આત્માઓને તે નિમિત્તનો

આત્યંતિક નાશ થયો હોવાથી, પરભાવમાં તેમને પરિણમવું પડતું નથી; આથી તેઓ કાળના અંત સુધી મુક્ત છે.

આત્મા અને કર્મનો સંયોગ અનાદિ છે. “સંયોગ” એ શબ્દ આ સ્થળે વ્યવહારનાં વ્યતિકરોની માફક આદિને સૂચવનાર નથી. વ્યવહારમાં સામાન્ય રીતે સંયોગ શબ્દ, પૂર્વ વિયોગને લક્ષીને વપરાય છે. અર્થાત્ જ્યારે પ્રથમ બે વસ્તુઓ નિરાળી અવસ્થામાં હોય અને પાછળથી તે ભેગી થાય ત્યારે તે સંયોગ પામી ગણાય છે. પ્રથમ વિયોગ હોય તો જ સંયોગ થાય, એવું વ્યવહારમાં જોવામાં આવે છે; પણ કર્મ અને આત્માના સંયોગમાં એવું નથી. સંયોગ શબ્દ આવા સ્થળે જૂદીજ અપેક્ષાએ વપરાય છે. આત્મા અને કર્મ ભિન્ન છે—અને એ ભિન્નતાને સૂચવવા અર્થેજ સંયોગ શબ્દની સફળતા છે. આત્મા, જ્ઞાતા—દૃષ્ટા છે; ઇન્દ્રિયાતીત, અમૂર્તિક, સંકોચ—વિસ્તાર શક્તિ સહિત, અસંખ્યાતપ્રદેશી એવું એક દ્રવ્ય છે. તેથી ઉલટું કર્મ દ્રવ્ય એ પૌદ્ગલિક, સમૂર્ત્ત—જડપિંડ છે. તે ઉભય દ્રવ્યો અત્યંત ભિન્નસ્વભાવી છે. તે ઉભય એકપ્રદેશાવગાહી હોવા છતાં પરસ્વભાવે નિરાળાં જ છે. આત્માનો એક પણ પ્રદેશ કર્મ રૂપ અને કર્મનો એક પણ પરમાણુ

આત્મરૂપ થતો નથી. સોના અને રૂપાને એક પાત્રમાં ઓગાળી બન્નેનો ઢાળ પાડયા છતાં સોનું એ પોતાના પીળાપણાના ગુણ સહિત રૂપાના શ્વેત ગુણથી ભિન્નજ રહે છે, અને તેજાબના પ્રયોગથી બન્નેને જૂદા પાડી શકાય છે, તેવી રીતે આત્મા અને કર્મનો અત્યારે એક ઢાળ પડી રહ્યો છે, છતાં સ્વભાવે ઉભય દ્રવ્ય પોતપોતાના સ્વરૂપમાં જ છે. સર્વજ્ઞની દ્રષ્ટિએ તે ભિન્ન ભાસ્યા હોવાથી જ તેમનો સંયોગ વર્ણવ્યો છે. એટલે કે "સંયોગ" શબ્દ આ સ્થળે એ અપેક્ષાને જ સૂચવે છે.

## આઠ પ્રકારનાં કર્મ.

જૈન શાસ્ત્રકારે કર્મ સમૂહના આઠ વિભાગ યોજ્યા છે. અનંત વૈચિત્ર્યપૂર્ણ આ સંસારમાં એક પણ એવી આત્મસ્થિતિ નથી, કે જેનો સમાવેશ આ આઠ કર્મ પૈકીના એક યા બીજામાં થયા વિના રહે. જૈન દર્શન સર્વજ્ઞ પુરૂષોથી પ્રબોધાયેલું છે, તેનું અસંદિગ્ધ પ્રમાણ આમાં જ આપણને મળી જાય છે. મનુષ્યની બુદ્ધિ આત્માનો એક પણ એવો ભાવ શોધી નહીંજ શકવાની, કે જે આ અષ્ટ કર્મવર્ગણામાં અંતર્ગત ન હોય. આઠ કર્મ સિવાયનું નવમું કર્મ શોધવા મનુષ્યની બુદ્ધિ ગમે તેટલી તકલીફ ઉઠાવે તો પણ ત્યાં તે પરા-સ્તજ થવાની. આ આઠ પ્રકારની વર્ગણામાં પ્રથમ

ચાર કર્મ (જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય અને અંતરાય) એને "ઘાતી" ની સંજ્ઞાથી સંબોધવામાં આવ્યાં છે; અર્થાત્ તે ચાર આવરણોથી આત્માનો સ્વભાવસિદ્ધ પ્રભાવ રોધાયેલો છે. આથી આત્માનું સામર્થ્ય વ્યક્ત થવા પામતું નથી. 'જ્ઞાનાવરણીય' અને 'દર્શનાવરણીય' કર્મથી આત્માની જ્ઞાનચેતના અને દર્શનચેતના અપ્રગટ રહે છે, અને તે કર્મનો જે અંશમાં ક્ષયોપશમ હોય તે અનુસાર કિંચિત્ જ્ઞાન અને દર્શન શક્તિની વ્યક્તતા થાય છે. આત્માની હાલની જ્ઞાનશક્તિ એ કર્મના આગમથી નહીં પણ ક્ષયોપશમથી જ પ્રકટ થયેલી છે; અને સાંસારિક વૈભવ-સુખ-દુઃખ આદિ કર્મના આગમજન્ય છે. પરંતુ જ્ઞાનશક્તિ, કર્મના ક્ષયોપશમજન્ય છે એ વાત બુદ્ધિમાને ખાસ લક્ષમાં રાખવા યોગ્ય છે. ત્રીજા 'મોહનીય' કર્મના નિમિત્ત વડે કામ-ક્રોધ-લોભ-મોહ આદિ વિભાવપરિણામમાં આત્મા અનુરંજન પામી પોતાના સ્વભાવથી ચ્યુત થાય છે. ચોથા 'અંતરાય' કર્મના પ્રભાવથી આત્માનું અનંતવીર્ય પ્રકટપણું પામી શકતું નથી, અને સ્વભાવમાં રમણરૂપ ચારિત્રનો લાભ બનતો નથી. એ ચારે કર્મના ક્ષયોપશમ અનુસાર હાલ આત્મા કિંચિત્ શક્તિસંપન્ન છે; અને જે જે અંશમાં ઉપરોક્ત ચાર આવરણો ખસતાં જાય છે તે તે

અંશમાં આત્માનું સ્વાભાવિક રૂપ પ્રકટતું જાય છે. તે ચારેનો સંપૂર્ણ ક્ષય થવાથી અનંત દર્શન ( મહા સત્તા વિશિષ્ટ પ્રતિભાસ ), અનંત જ્ઞાન ( અવાંતર સત્તા વિશિષ્ટ વિવક્ષિત પદાર્થને વિષય કરવાવાળી ચેતના ), અનંત સ્વભાવ સુખ અને અનંત વીર્ય પ્રગટ થાય છે. પરંતુ અનાદિથી એ શક્તિનો તે ચાર કર્મના નિમિત્તથી ઘાત થયેલો છે. તે ચાર કર્મના નિમિત્તની સત્તા ઉપર આત્મા વિજયી થાય તો અનંતજ્ઞાનાદિ પોતાની સ્વસત્તાનો તેને લાભ થાય. આ કાળે તે સત્તા માત્ર શક્તિપણે જ છે. તે અવ્યક્ત શક્તિ ( Latent Power ) ને વ્યક્ત ( Potent ) કરવાની ક્રિયા તે જ મોક્ષ માર્ગ છે. અને તે માર્ગ, જે આત્માઓને તેની પ્રાપ્તિ થયેલી છે તેજ બતાવી શકે છે. બાકીના માર્ગ એ તર્ક અને અટકળ માત્ર છે. જેમણે પ્રત્યક્ષ સ્વરૂપ વેદ્યું છે તે જ અન્ય ભવ્યાત્માઓને તે માર્ગમાં વાળી શકે છે.

બાકીના ચાર કર્મો ' અઘાતી ' એટલે આત્માના સ્વાભાવિક સ્વરૂપનો પ્રતિરોધ નહી કરનારા છે; તે ચાર કર્મના આગમ કે ક્ષયને આત્માના વાસ્તવ સ્વરૂપના પ્રાકટ્ય સાથે કશો સંબંધ નથી. તે ચાર કર્મને તો માત્ર બાહ્ય સામગ્રીઓ સાથેજ સંબંધ છે. તેના ઉદયથી બાહ્ય સામગ્રીઓનું મળવું થાય છે અને

અનુદયે તે સામગ્રીનો લય થાય છે. પણ તે ચાર પૈકીના એકેકને આત્માના સ્વરૂપાચરણ સાથે કશો સંબંધ નથી. 'ઘાતીકર્મ' આત્માના સ્વભાવને પ્રકટ થવા દેતા નથી અને આત્માના ઉર્ધ્વગામી પથમાં વિઘ્ન નાંખે છે; પરન્તુ આ 'અઘાતી વર્ગણા'ની તેવી કશી સત્તા નથી.

આ ચાર અઘાતી વર્ગણા નીચેને પ્રકારે છે:—વેદનીય, નામ, ગોત્ર અને આયુ. વેદનીયના ઉદયનું નિમિત્ત આત્માને નાના પ્રકારના સુખ–દુઃખાદિનું ભાન કરાવનાર સામગ્રીનો યોગ કરી આપે છે. બસ, 'વેદનીય' કર્મની સત્તા ત્યાંથી જ અટકે છે. તે સામગ્રીમાં સુખ દુઃખનું ભાન કરાવવું તે 'મોહનીય'નું કર્ત્તવ્ય છે. 'વેદનીય' તો માત્ર સામગ્રી આપીને ખસી જાય છે: સુખ દુઃખાદિવડે અનુરંજીતપણાનું તારતમ્ય તો 'મોહનીય' કર્મના વશ છે. જો 'મોહનીય' કર્મ સહકારી ન હોય તો 'વેદનીય' કર્મ એકલું છેક સામર્થ્યહીન છે; કેમકે તેનામાં સામગ્રી આપવા ઉપરાંત કશો અન્ય ગુણ નથી. 'નામ' કર્મથી ગતિ–જાતિ–શરીર આદિ બાહ્ય સામગ્રી નીપજે છે. 'ગોત્ર' એ નિચ્ચ–ઉચ્ચ કુળની પ્રાપ્તિમાં હેતુ-ભૂત છે, અને 'આયુ' કર્મના પ્રભાવ વડે પ્રાપ્ત દેહ સાથેનો સંબંધ અમુક કાળ સુધી ટકી રહે છે.

# કર્મમાં નિમિત્તનું બળ.

કર્મ અને આત્માનો સંબંધ નિમિત્ત નૈમિત્તિક છે. જે કાળે તે નિમિત્ત ઉદયમાન થાય છે ત્યારે આત્મા સ્વરૂપભ્રષ્ટ થાય છે; અર્થાત્ વિભાવપરિણામને ભજે છે. તેમ થવામાં આત્મા ઉપર કર્મનો બળાત્કાર છે એમ સમજવાનું નથી. કર્મ તો માત્ર વિભાવનું નિમિત્ત પુરૂં પાડે છે; અને નિર્બળ આત્મા નિમિત્તની સત્તાથી પરાભવ પામી પરભાવમાં પરિણમે છે. જેમ સૂર્યના ઉદય કાળે ચક્રવાક અને ચક્રવાકી મિથુનભાવમાં યોજાય છે અને તેમ થવામાં સૂર્યોદય એ માત્ર નિમિત્ત જ છે, તેવી જ રીતે આત્માનું પરભાવમાં રંજન થવામાં ઉદયમાન કર્મ એ પણ માત્ર નિમિત્ત જ છે. મોહનીય કર્મના ઉદયકાળે, તે કર્મ, કષાયનું નિમિત્ત રજુ કરે છે; પણ તેમાં બળાત્કારે કોઇ પણ કષાયમાં યોજવાની સત્તા નથી; ફક્ત બળહીન આત્માઓ જ નિમિત્તના ઉદયકાળે તત્પ્રાયોગ્ય વિભાવમાં પરિણમે છે. નાટયગૃહો, હૉટેલો, મીઠાઇની દુકાનો વગેરે જેમ રસ્તે ચાલ્યા જનારને નાટક જોવાનું, ચા–કૉફી પીવાનું અને મિષ્ટ આહાર ગ્રહણ કરવાનું માત્ર નિમિત્ત જ પુરૂં પાડે છે, પરન્તુ બળાત્કારથી તે નિમિત્તો તત્પ્રાયોગ્ય કાર્યમાં તેમને યોજતાં નથી, તેમ ઉદયમાન કર્મ પણ તે

પ્રમાણે નિમિત્ત પુરૂં પાડે છે, પણ બળાત્કારે એકકે કાર્ય કે ભાવવિશેષમાં યોજતું નથી.

જે વીર્યવાન આત્માઓ નિમિત્તની સત્તાને વશ નથી તેઓ અલ્પકાળમાં પરમપુરૂષાર્થની સિદ્ધિ કરી શકે છે. યદ્યપિ ઉદયમાન કર્મ તો તેમને અને બાળ-જીવોને ઉભયને એક સરખાં ભોગવવાં પડે છે, પણ તે બન્નેની ભોગવવાની ક્રિયામાં ફેર છે. બળવાન્ આત્માઓ માત્ર અલ્પ કાળમાં ફલાભિમુખ થયેલ કર્મને નિઃસત્વ કરી ફેંકી દે છે. આઠે કર્મમાં 'મોહ-નીય.' કર્મ એ અન્ય કર્મોનું જનક અને પોષક છે, તેના વડેજ અન્ય સર્વ કર્મોને પોષણ મળે છે; તેથી જ્ઞાની પુરૂષો તેના ઉદયકાળે બહુ સાવધ રહી તેનાથી પ્રકટેલા નિમિત્તમાં અલ્પ પણ રંજનપણું ન પામતાં થોડા કાળમાં તેને ભોગવી લે છે અને નવું 'ભાવ કર્મ' ઘડતા નથી, તેથી અન્ય ત્રણ 'ઘાતી કર્મ'ને નવું પોષણ મળતું નથી. તેથી તે ત્રણે કર્મ પોતાની સ્થિતિ પ્રમાણે ઉદયમાન રહી વિખરાઈ જાય છે. છેવટે તે પુરૂષવર્ય પરમ સિદ્ધિને વરે છે. મોહનીયના ઉદયકાળે આત્મા જો તત્પ્રાયોગ્ય કષાય ભાવમાં ન યોજાતાં, તેનાથી પ્રગટ થતા નિમિત્તમાં આત્મબંધ પરિણામે ન પરિણમતાં, તટસ્થ રહી, જ્ઞાતા–દૃષ્ટાપણે–સમ-ભાવે તેને ભોગવી લે તો તે આત્મભાવના તારતમ્ય

અનુસાર ન્યૂનાધિક કાળમાં તે કર્મ લય પામે છે. અને પુનઃ કાર્ય-કારણની સાંકળ લંબાતી નથી. આ પ્રમાણે કર્મ અને આત્માનો સંબંધ માત્ર નિમિત્ત-નૈમિત્તિક જ છે. આત્મા ઉપર કર્મનું કોઇ પ્રકારે બળાત્કારપણું છે જ નહીં. માત્ર નિર્બળ આત્મા જ કર્મની સત્તાનો સ્વીકાર કરે છે. જેમણે નિમિત્તની સત્તાનો પરાભવ કર્યો છે, જે વીર પુરૂષો સંયમસિદ્ધ છે, અને જેમણે આત્મવિજય ( Self Mastery ) મેળવ્યો છે, તેમને કર્મના ઉદયથી કશું ડરવાપણું છે જ નહીં. તે બળવાન્ આત્માઓ એમ જ માને છે કે તે ઉદયમાન કર્મ મારાથી પ્રકટેલાં બાળકડાં છે, પૂર્વ કાળે અજ્ઞાન દશામાં મ્હેં જ તેમને યોજેલાં છે, અત્યારે અરંજનપણે તેમને નિભાવી લેવાં જોઇએ. એમ સમજી રડયા વિના કે ખેદ પામ્યા વિના તેમને ભેટી લે છે અને જ્ઞાનના દિવ્ય પ્રકાશ વડે ફરીથી નવાં કર્મ ન ઉપાર્જાય તે રીતે તે ઉદયમુખ થયેલા કર્મને અલ્પકાળમાં ભોગવી લે છે.

## કર્મપટ.

જેમ સૂર્ય મેઘપટથી આચ્છાદિત હોય છે તેમ આત્મા કર્મપટથી આચ્છાદિત છે, જો કે આ દૃષ્ટાંત એકદેશીય છે. કેમકે, સૂર્યનો માત્ર બાહ્યપટ-સપાટી જ મેઘથી આચ્છાદિત હોય છે, પણ આત્માના

સંબંધમાં તો તેમ નથી. તેના સર્વ પ્રદેશો કર્મવર્ગણાથી ગુંથાયેલા છે; માત્ર નાભી આગળના આઠ રૂચક પ્રદેશો જ નિર્લેપ છે. જો તેટલા પ્રદેશ પણ નિરાવરણ ન હોત, તો આત્માનું આત્મત્વ ટકી શકે નહીં. પણ તેટલા પ્રદેશો તો, આત્મા ગમે તેવી નિકૃષ્ટ સ્થિતિમાં હોય તો પણ ખુલ્લા જ રહે છે, અને તેટલા અનાવરિત પ્રદેશના બળ વડે પુનઃ ઉર્ધ્વ ગતિને પામે છે. સૂર્ય ઉપરથી જેટલે અંશે મેઘનું પટ ખસે છે તેટલે અંશે તે વ્યક્ત થાય છે; અને જેટલા અંશો આચ્છાદિત છે, તેટલા અવ્યક્ત રહે છે. જેટલા અંશો વ્યક્ત થાય છે, તે સૂર્યના સ્વભાવના અંશ છે, પરંતુ ઔપાધિક ભાવે નથી. તેવીજ રીતે આત્માનો જ્ઞાન–દર્શન સ્વભાવ છે તે કર્મપટના ખસી જવાથી પ્રગટ થયેલો સ્વાભાવિક અંશ છે, ઔપાધિક અંશ નહીં. નવા કર્મને આકર્ષનાર અને તેને 'બંધ' રૂપે પરિણમાવનાર અવ્યક્ત થયેલ આત્માનો સ્વાભાવિક અંશ નથી. જો એકાંતે તેમજ મનાય તો આત્મામાં કર્મને ખેંચવાના સ્વભાવનું આરોપણ થાય; અને તેમ થાય તો, અર્થાત્ કર્મને ગ્રહવાનો આત્માનો સ્વભાવજ હોય તો આત્મા કર્મથી કદાપિ મુક્ત થઈ શકવાનો નહીં. માટે આત્માનો જ્ઞાન–દર્શનનો વ્યક્ત થયેલો અંશ કર્મના આશ્રવ–બંધનમાં એકાંત

હેતુરૂપ નથી તેમજ આત્માનો જે અવ્યક્ત કર્માવરિત–આચ્છાદિત અંશ છે તે પણ કર્મને આકર્ષવા અશક્ત છે; કેમકે જેનું જ્ઞાન–દર્શન–વીર્ય કર્મના પ્રાબલ્યથી અભાવરૂપે છે તે અભાવસ્વરૂપ દ્રવ્ય અન્યના કારણ રૂપ કેમ સંભવે? વળી, કર્મને ખેંચનાર કર્મ પણ નથી; કેમકે કર્મ એ પૌદ્ગલિક દ્રવ્ય છે, અને પુદ્ગળ વડે આકર્ષાએલું કર્મ જો આત્માના સુખ–દુઃખાદિના હેતુરૂપ હોય એમ માનીએ તો, અકૃતાગમનો દોષ આવે; એટલે કે, જેણે જે કર્યું નથી તેનું ફળ તેને કેમ આવી શકે? પુદ્ગળ પોતાના સ્વભાવ વડે કર્મવર્ગણાને ગ્રહે તો તેનો ભોક્તા આત્મા બની શકે નહીં, અર્થાત્ તે કર્મનો ઉપાર્જનાર જ તેનો ભોક્તા હોવો ઘટે, અને અહીં તો આત્મા સ્પષ્ટપણે કર્મને ભોગવતો આપણે નિહાળીએ છીએ. માટે કર્મનો કર્તા કર્મ છે એમ પણ આપણાથી માની શકાશે નહીં.

આ પ્રમાણે કર્મને ગ્રહનાર, આત્માનો વ્યક્ત અંશ, અવ્યક્ત અંશ કે કર્મ એ ત્રણમાંથી એકકે એકાન્તથી ઠરી શકતો નથી. એકાન્તે તેમ માનવામાં પૂર્વાપર અનેક દોષાપત્તિઓ આવે છે. ત્યારે કર્મને આકર્ષનાર કોણ?

## કર્મનો કર્ત્તા.

જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય અને

અંતરાય કર્મના નિમિત્તથી ઉપસ્થિત થતા ભાવ વડે જીવ દ્રવ્યકર્મને આકર્ષે છે. મોહનીય કર્મના નિમિત્ત વડે થતા મિથ્યાત્વ અથવા કષાયભાવ એ જીવના અસ્તિત્વથી ભિન્ન નથી; તે ભાવો જીવના જ પરિ-ણામવિશેષ છે, અને તે પરિણામનો કર્ત્તા પણ જીવ પોતે જ છે. કર્ત્તા ( Efficient Cause ) અને કર્મ ( Effect ) એ ઉભય જીવમાં જ સમાયેલાં છે; પરંતુ તે વિભાવપરિણમન મોહનીયકર્મના નિમિત્તવડે થતું હોવાથી તે જીવના સ્વભાવરૂપ લેખાવા યોગ્ય નથી. કર્મગ્રહણ ઔપાધિક ભાવે છે, સ્વાભાવિક ભાવે નહીં. શુદ્ધ ચૈતન્ય સ્વરૂપ ઉદય આવ્યા પછી આત્મા કર્મનો કર્ત્તા નથી. પરંતુ સ્વભાવનો જ કર્ત્તા છે; પણ જ્યારે તે પરભાવમાં વર્તે છે ત્યારે તે કર્મનો કર્ત્તા છે. વેદાંતાદિ દર્શન આત્માને શુદ્ધ—બુદ્ધ—અકર્ત્તા—અભોક્તા માને છે; પરંતુ તે સિદ્ધાંત સર્વ અંશમાં અવિરોધ પામી શકતો નથી, સર્વે શાસ્ત્રોની પ્રવૃત્તિ દુઃખના આત્યંતિક ક્ષય અર્થે છે. અને જ્યાં સુધી જ્ઞાન થાય નહિ ત્યાં સુધી તે દુઃખનો સર્વથા ક્ષય થાય નહિ એવો સર્વ દર્શનોનો એકમત છે. હવે જો દુઃખ જ ન હોય તો પછી તેની નિવૃત્તિના ઉપાયો કયા હેતુઓ અર્થે હોય? અને તે આત્મા કર્મનો કર્ત્તા જ ન હોય તો તો તેને ભોક્તૃત્વની આપત્તિ પણ શામાટે હોવી

જોઇએ? જીવ સ્પષ્ટપણે દુઃખને વેદતો આપણે અનુભવીએ છીએ, અને તેનાથી નિવૃત્ત થવા માટે જ શાસ્ત્રકારની આ સર્વ યોજના છે. તેથી આત્મા કર્મનો કર્ત્તા છે, અને દુઃખ એ કર્મનું ફળ છે, એમ માન્યા સિવાય તો ચાલે તેમ નથી. આત્મા નિમિત્તની સત્તાવડે કર્મ કરે છે, તેથી કર્મકર્તૃત્વનો તેનો સ્વભાવ છે એમ ઠરતું નથી. ઉપર જણાવ્યું તેમ કર્મકર્તૃત્વ ઔપાધિક ભાવે છે–સ્વાભાવિક ભાવે નહી; વળી તે ન જ ટળે એમ પણ નથી. આપણે કોઇ વસ્તુને નિમિત્તની પ્રબળતાથી પ્રેરાઇને પકડીએ, એથી તે પકડવાનો આપણો સ્વભાવ છે, એમ સ્વીકારી લેવાની ભૂલ બુદ્ધિમાનો કરતા નથી. જ્વરપીડિત મનુષ્ય તે વ્યાધિના નિમિત્ત બળથી પ્રેરાઇને કવીનાઇન ગ્રહે તે ઉપરથી તેને ગ્રહણ કરવાનો મનુષ્યનો સ્વભાવ છે એમ કહી શકાય નહીં; તેની ઇચ્છા થતાં તેનો ત્યાગ પણ કરી શકે એ સમજવું સુલભ છે. ગ્રહણ કરેલ કોઇપણ વસ્તુને છોડી શકાય છે; કેમકે તે જીવને સહકારીપણે છે, સહજ સ્વભાવે નથી. માટે આત્માને કર્મનો કર્ત્તા માનવાથી તે તેનો સ્વભાવ થઇ જવાનો ભય રાખવો ઉપયુક્ત નથી: તે ગ્રહણ, મોહનીયાદિ કર્મના નિમિત્તથી છે; અને તે નિમિત્ત દુર થતાં અથવા તો તે નિમિત્તની સત્તાનો પરાજય થયેથી તે કર્મગ્રહણનો અભાવ થઇ જાય છે.

## સ્વભાવપર્યાય અને વિભાવપર્યાય.

જીવ અને પુદ્ગલ એ ઉભય દ્રવ્ય અને તેમના ગુણોની જૈન તત્વજ્ઞોએ બે પ્રકારે ઘટના કરી છે; ‘ સ્વભાવપર્યાય ’ અને ‘ વિભાવપર્યાય. ’ પર્યાય એટલે આકાર અથવા સ્થિતિવિશેષ. દ્રવ્ય જે રૂપે અવસ્થિત હોય છે તેમાં કોઈ ઇતર દ્રવ્ય નિમિત્ત-ભૂત ન હોય તો તે, તે દ્રવ્યનો સ્વભાવપર્યાય ગણાય છે; ઇતર દ્રવ્યની સહાયથી અથવા નિમિત્તથી હોય તો તે વિભાવપર્યાય લેખાય છે. કૈવલ્યજ્ઞાન એ આત્માનો સ્વભાવગુણપર્યાય છે, અને મતિ–શ્રુત–અવધિ આદિ નૈમિત્તિક જ્ઞાન એ આત્માનો વિભાવગુણપર્યાય છે. મુક્ત જીવોના અંતિમ શરીરાકાર આત્મપ્રદેશોનો અવ-ગાહ એ આત્માનો સ્વભાવદ્રવ્યપર્યાય છે; કેમકે તે આત્મપ્રદેશોની તેવા પર્યાયયુક્ત સ્થિતિના અવલંબન-ભૂત કોઈ ઇતર દ્રવ્ય નથી. તેથી ઉલટું અત્યારે આપણા ભૌતિક તનુના આકારે પરિણમેલા આત્માના પ્રદેશો એ વિભાવદ્રવ્યપર્યાય છે; કેમકે તે આત્મ-પ્રદેશની તે સ્થિતિના નિર્વહનમાં નિમિત્તભૂત આ સ્થૂલ શરીર છે.

આ સ્વભાવ અને વિભાવ સ્થિતિ એકલી ચૈતન્ય સૃષ્ટિમાં જ છે એમ નથી, જડ સૃષ્ટિમાં પણ તે પ્રવર્તે છે, અને તેથી સર્વજ્ઞ દેવે પુદ્ગલનો અંતિમ–અવિ-

ભાજ્ય, પરમાણુઓના સ્પર્શ–વર્ણ–રસ–ગંધને પુદ્દગળના સ્વભાવગુણપર્યાય, અને સમૂહાત્મક પરમાણુઓના સ્કંધમાં વર્તતા સ્પર્શ–વર્ણ–ગંધ–રસને વિભાવગુણ-પર્યાય કહેલ છે. દ્રવ્યપર્યાયની દૃષ્ટિએ સ્કંધના કારણ-રૂપ અંતિમ પરમાણું એ પુદ્દગલનો સ્વભાવદ્રવ્યપર્યાય છે, અને પૃથ્વી–વાયુ–જલાદિ સ્કંધોના પ્રદેશને વિભાવ દ્રવ્યપર્યાય રૂપે પ્રતિપાદન કરેલ છે.

જડ ચૈતન્ય એ ઉભયના વ્યતિકરસમૂહ (Facts) નું અવલોકન કરતાં, દ્રવ્યનું પરિણમન સ્વાભાવિક અને વૈભાવિક એમ ઉભય પ્રકારે હોવા યોગ્ય છે, અને કોઇ વૈભાવિક સ્થિતિમાં હોય તેથી તે તેનો સ્વભાવ જ છે, એમ માની શકાતું નથી. નિમિત્તના પ્રયોગે વૈભાવિક સ્થિતિઓનાં અનંત ભેદ બની શકે છે. સ્વાભાવિક સ્થિતિ તો માત્ર એક જ હોય છે અને તેથી આત્મા તેની વિભાવ દશામાં કર્મનું ગ્રહણ કરે તો તેમ કરવામાં તેનો નિત્ય સ્વભાવ છે, એમ કરે નહીં. વળી કર્મ એ ગ્રહણીય દ્રવ્ય છે, અને આત્મા ગ્રહનાર છે, અને ઉભય પરસ્પરથી છેક ભિન્ન હોવાથી આત્માનું કર્મગ્રહણ એ તેનો સ્વભાવ બની શકે નહીં. શ્રીમાન રાજચંદ્રે યોગ્ય જ કહ્યું છે કેઃ—

જો ચેતન કરતું નથી, થતાં નથી તો કર્મ;<br>
તેથી સહજ સ્વભાવ નહીં, તેમજ નહીં જીવધર્મ.

અર્થાત્—આત્મા જો કર્મ ન કરે તો કર્મ થતાં નથી; તેથી કર્મ એ આત્માનો સ્વભાવ અથવા ધર્મ નથી.

## કર્મનું આગમન કોને આભારી છે?

આત્મા પોતાની રાગ દ્વેષ રૂપ પરિણુતિથી કર્મવર્ગણાને આકર્ષે છે. આત્માના સંસારપરિભ્રમણમાં હેતુભૂત માત્ર તેના રાગ દ્વેષ જ છે. શરીરાદિ બાહ્ય સામગ્રી અથવા ધનકુટુંબાદિ વિભાવ, 'બંધ'નું કારણ હોઈ શકતા નથી; જો બાહ્ય સામગ્રી બંધની નિમાયક હોય તો આત્મા કદી સંસાર વિમુક્ત થઇ શકે નહીં, પરંતુ સદ્‌ભાગ્યે તેમ નથી. બંધનું નિમાયક તે તે સમગ્રીમાં રહેલી 'મમત્વ ભાવના' જ છે. * * બાહ્ય સામગ્રીનો સંયોગ એ કર્મ બંધમાં મુદ્દલ હેતુ રૂપ નથી. કર્મનું આગમન તો તે પર્યાયોમાં મોહ અને મમત્વ બુદ્ધિવડે જ છે. જ્યાં સુધી તે બંધક પરિણામ વર્તે છે ત્યાં સુધી બાહ્ય સામગ્રીનો યોગ હોય કે ન હોય તોપણ કર્મનું એકજ સરખી રીતે આત્મા પ્રતિ આવતું બની રહે છે; અને જો તે ભાવનો ક્ષય વર્ત્તતો હોય તો બાહ્ય સામગ્રી ગમે તેટલા વિપુલ પ્રમાણમાં હોય તો પણ તેને કશું જ અહિત કરવા સમર્થ નથી.

## કર્મના ભેદ, પ્રકૃતિ અને પ્રદેશ.

કર્મના ત્રણ ભેદ કલ્પેલા છે: 'ભાવકર્મ', 'દ્રવ્ય

કર્મ', અને 'નોકર્મ'. ભાવકર્મ એ આત્માના રાગ–દ્વેષ રૂપ પરિણામ છે. દ્રવ્યકર્મ એ પુદ્દગલનો વિકાર છે, ને તે રાગદ્વેષ રૂપ ભાવ વડે આકર્ષાઇ આત્મા સાથે એકક્ષેત્રાવગાહ બની જાય છે. અને નોકર્મ, તે ઉપરોક્ત ઉભય કર્મની આધારભૂમિ છે. જૈનકવિકુલ-મણિ શ્રી બનારસીદાસજીએ આ ત્રણે કર્મની વ્યાખ્યા એક જ દુહામા આપી છેઃ—

જ્ઞાનરૂપ ભગવાન શિવ, ભાવકર્મ ચિત્ત ભર્મ;
દ્રવ્ય કર્મ તન કારમણ, યહ શરીર નોકર્મ.

જ્ઞાનથી અભિન્નભાવે વર્તતું એવું શ્રી પ્રભુનું સ્વરૂપ છે. ચિત્તનો ભ્રમ–વિભાવ દશા એ ભાવકર્મ છે. કાર્મણ શરીર–કર્મના પરમાણુઓનો સમૂહ એ દ્રવ્યકર્મ છે, અને આ શરીર એ નોકર્મ છે. જે દ્રવ્ય ભાવકર્મના પરિણમનમાં ઉપકારક છે, તે નોકર્મ છે. જેમ ઇન્દ્રિયોના પ્રવર્ત્તનમાં મન ઉપકારક હોવાથી તેને નોઇન્દ્રિય–છઠ્ઠી ઇન્દ્રિય તરીકે શાસ્ત્રકારે સ્વીકારેલું છે, તેવા જ રીતે શરીરને કર્મના પ્રવર્ત્તનમાં ઉપકારક સમજી તેને નોકર્મરૂપ સ્વીકારેલું છે. શરીર અને મન એ, નામકર્મ, જે 'અઘાતી કોટી'ના ચારમાંનું એક છે, તેના ઉદયથી પ્રાપ્ત થયેલું છે; અને તેની ચેષ્ટાના નિમિત્તથી આત્મપ્રદેશમાં ચાંચલ્ય ઉપસ્થિત થાય છે. શરીર અને મન એ એકક્ષેત્રવ્યાપી હોવાથી તે બેમાંથી

એકમાં ચાંચલ્ય પ્રગટ થતાં આત્મામાં તે પ્રતિધ્વનિત થાય છે, અને તે પ્રકંપ અથવા આંદોલનવડે પુદ્ગલ-વર્ગણા આત્મા પ્રતિ આકર્ષાય છે. આ વ્યતિકરને જૈન પરિભાષામાં 'યોગ પ્રવૃત્તિ'ની સંજ્ઞા આપવામાં આવી છે. કોઈ પણ કષાય રહિત, મન અને શરીરના ચાંચ-લ્યવડે આત્મામાં ઉપસ્થિત થતું સ્ફુરણ એ સામાન્યતઃ 'યોગ' છે. આ યોગપ્રવૃત્તિના નિમિત્તથી પ્રતિસમય આત્મા અનંત કર્મપરમાણુઓ આકર્ષે છે. ત્યાં જો યોગનું અલ્પપણું હોય તો પ્રમાણમાં કર્મપરમાણુઓનું આગમ ન્યૂન હોય છે અને અતિ પ્રમાણમાં હોય તો કર્મગ્રહણ પણ અધિક હોવા યોગ્ય છે. એક સમયમાં પ્રબદ્ધ થયેલી કર્મવર્ગણા, આયુષકર્મ બાદ કરી બાકીનાં સાત કર્મ અને તેની ઉત્તર પ્રકૃતિઓમાં વહેંચાઇ જાય છે, અર્થાત્ તે તે પ્રકૃતિરૂપે પરિણમી જાય છે. જેમ આહાર રૂપે ગ્રહણ કરેલા પરમાણુઓ રક્ત-માંસ-મજ્જા-અસ્થી-શુક્ર આદિ ધાતુઓ રૂપે પરિણમી જાય છે, તેમ યોગ વડે આકર્ષાએલી કર્મ વર્ગણા મૂળ અને ઉત્તર કર્મપ્રકૃતિરૂપે તે તે વર્ગણાના સ્વાભાવાનુસાર પરિણમી જાય છે. જેમ કેટલાએક પ્રકારના આહારોમાં ખાસ કરીને મ્હોટે ભાગે રક્ત રૂપ પરિણમવાનો, તો કેટલાએકનો શુક્રરૂપ પરિણમ-વાનો વિશિષ્ટ સ્વભાવ હોય છે, તેમ અહીં પણ

ગ્રહિત કર્મ વર્ગણામાં કેટલાકનો સ્વભાવ કોઇ વિશિષ્ટ પ્રકૃતિરૂપે મોટા ભાગે પરિણમવાનો હોય છે. અર્થાત્ સમયપ્રબદ્ધ વર્ગણાના સાત એક સરખા વિભાગ થઇ જાય છે એમ સમજવાનું નથી; પરંતુ તે વર્ગણામાં જે વિશિષ્ટ સ્વભાવ હોય તે રૂપ મોટા ભાગે પરિણમે છે, અને બાકીની પ્રકૃતિઓમાં ન્યૂન અંશ માત્ર ભળે છે. જેમ બદામના આહારમાં વૈદ્યક દૃષ્ટિએ મોટે ભાગે મસ્તિષ્કને પોષણ આપવાનો ગુણ રહેલો છે, અને માત્ર થોડો જ હિસ્સો રક્ત—માંસ આદિના પોષણમાં જાય છે, તેમ સમયપ્રબદ્ધ કર્મવર્ગણા પણ મોટે ભાગે કોઈ વિશિષ્ટ પ્રકૃતિરૂપે પરિણમી અન્ય અવશેષ પ્રકૃતિઓમાં થોડો હીસ્સો જાય છે. એટલું વિશેષ કે, જે પ્રકૃતિઓનું યુગલપણું છે ત્યાં માત્ર તે એમાંથી એકને જ હિસ્સો મળે છે. કોઇ કર્મ એક સાથે હાસ્ય અને શોક, રતિ અને અરતિ એ ઉભયમાં પરિણમતું નથી. તેમજ ત્રણ વેદમાંથી પણ એક જ વેદ રૂપે (અર્થાત્—સ્ત્રી, પુરૂષ અથવા નપુસક એમાંથી માત્ર એક રૂપે જ) પરિણમે છે. જે પ્રકૃતિઓ પરસ્પર વિરૂદ્ધ છે ત્યાં તો એકને જ હિસ્સો મળે, એ સમજવું સુલભ છે. આયુષ કર્મ નામની જે પ્રકૃતિ છે તે આખા જીવનમાં એક જ વાર બંધાય છે. તેથી પ્રત્યેક સમયે ગ્રહાતા કર્મપુદ્ગલમાંથી આયુષ

પ્રકૃતિને કશો ફાળો મળતો નથી. આ પ્રમાણે યોગ વડે થતા કર્મઆશ્રવના પ્રમાણને ' કર્મપ્રદેશ ' કહેવામાં આવે છે. અલ્પ પ્રમાણમાં યોગાશ્રવથી કર્મપ્રદેશની ન્યૂનતા અને અતિ પ્રમાણમાં યોગાશ્રવથી કર્મપ્રદેશનું આધિક્ય થાય તે સ્પષ્ટ સમજાય તેમ છે. આ પ્રમાણે યોગ વડે ગ્રહિત કર્મમાંથી બે ઘટનાઓ ફલિત થઇ આવે છે.-(૧) કર્મની પ્રકૃતિ ( Nature ) અને (૨) તેનો પ્રદેશ ( Extent ). યોગાશ્રવની જવાબદારી આ હદેથી અટકે છે; તેનું કર્ત્તવ્ય માત્ર કર્મવર્ગણાને ખેંચવાનું-તેનો જથ્થો ભેગો કરવાનું અને પછી તેની મૂળ ઉત્તર પ્રકૃતિ રૂપે વહેંચણી કરવાનું છે. પછી તે કર્મ કેટલા કાળ સુધી ઉદયમાન રહેવાનું છે, તથા તેની ફળદાયી શક્તિનું તારતમ્ય કેટલું છે, તે સંબંધે યોગાશ્રવને કશો સંબંધ નથી. અને તે કારણથી શાસ્ત્રકારે યોગ વડે માત્ર પ્રકૃતિબંધ અને પ્રદેશબંધ હોવાનુ જ સ્વીકાર્યું છે. અને તે કર્મની સ્થિતિ તથા ફળપ્રદાયી શક્તિનો આધાર અન્ય ઉપર અવલંબે છે.

પ્રકૃતિબંધ સંબંધે યોગનું દ્વિવિધપણું છે:-(૧) શુભોપયોગ અને (૨) અશુભોપયોગ. મન વચન અને શરીરના શુભ વ્યાપાર, અર્થાત્ ધર્મ ચિંતન, પરહિત કાર્ય આદિ ઉત્તમ પ્રવૃત્તિ એ શુભોપયોગ છે, અને તેથી વિરૂદ્ધ પ્રવૃત્તિ એ અશુભોપયોગ છે. આત્મા-

અનાત્માનો વિવેક થયા વિનાની એવી તેવી શુભાશુભ યોગપ્રવૃત્તિ એ ' ઘાતી કર્મ ' ના બંધરૂપ જ હોય છે, અને ' અઘાતી કર્મ 'માં શુભોપયોગ વડે શાતાવેદનીય આદિ પુણ્યપ્રકૃતિ અને અશુભોપયોગ વડે અશાતા વેદનીયની પાપપ્રકૃતિનું ઉપાર્જન થાય છે. શુભ અને અશુભની જ્યાં મિશ્ર યોગપ્રવૃત્તિ હોય ત્યાં કેટલાક પુદ્ગલ અંશ પુણ્ય અને કેટલાક પાપ પ્રકૃતિ રૂપ પરિણમે છે. જે મહાભાગ પુરૂષોને આત્મા–અનાત્માની ખ્યાતિ વર્તે છે, તેમને ' ઘાતીકર્મ ' નું ઉપાર્જન બહુ ન્યુન હોવું સંભવે છે.

સ્થિતિબંધ અને અનુભાગબંધ અથવા કર્મના ફળદાયી શક્તિના સંબંધે કયા હેતુઓ પ્રવર્તે છે, તેનો વિચાર હવે કરીએ.

## કર્મની ફળ શક્તિ.

યોગની શુભાશુભ પ્રવૃત્તિથી કર્મ પ્રકૃતિ(Nature) અને પ્રદેશ ( Extent )નું સ્વરૂપ બંધાય છે. તે કર્મો કેટલા કાળ સુધી અને કેવું તીવ્ર અથવા મંદ ફળ આપશે તેનો આધાર આત્માના કષાયભાવ ઉપર રહેલો છે. ' કષાય ' એટલે " મોહના ઉદયથી ક્રોધાદિક મિથ્યાત્વભાવ ઉપસ્થિત થવો તે. " કષાયની વ્યાખ્યા આ પ્રમાણે થઈ શકે:–" આત્માના સ્વરૂપજ્ઞાન રૂપ સમ્યક્ત્વનો અને સ્વરૂપાચરણ રૂપ દેશચારિત્ર, સકલ

ચારિત્ર અને યથાખ્યાત ચારિત્રનો રોધ કરે તે." ટુંકામાં એવી વ્યાખ્યા પણ થઇ શકે કે "ક્રોધ, માન, માયા અને લોભ રૂપ આત્માના વિભાવ પરિણામો." પ્રકૃતિબંધ અને અનુભાગબંધ એ બે વચ્ચે જે સૂક્ષ્મ ભેદ છે તે એ છે કે પ્રકૃતિબંધનો કાર્ય પ્રદેશ માત્ર કર્મવર્ગણાનો આત્માની સાથે સંબંધ યોજવાનો છે, અને અનુભાગબંધનું કાર્ય એ કાર્મણ સ્કંધોમાં રહેલી ફળદાનશક્તિ વિસ્તારવાનું અને તે મુજબ આત્માને શુભાશુભ રસાસ્વાદ કરાવવાનું છે. જ્યારે આત્મા કષાયરહિતપણે માત્ર યોગથી જ કોઇ કાર્યનું સેવન કરે છે ત્યારે સ્થિતિ અને અનુભાગબંધને ત્યાં અવકાશ મળતો ન હોવાથી, યોગ માત્રથી ઉપાર્જન થયેલી પ્રકૃતિ અને પ્રદેશબંધ માત્ર શાતાવેદનીય કર્મ ગ્રહણ કરે છે; પણ જ્યારે તે યોગ કષાય વડે અનુરંજીત થયેલા હોય છે ત્યારે અનેક પ્રકૃત્તિઓનો બંધ વિવિધ અનુભાગ અને સ્થિતિ સહિત થયા વિના રહેતો નથી. આત્મા સાથે બંધાયેલી કર્મ પ્રકૃતિ જ્યાં સુધી ફળ આપવાને તત્પર થતી નથી ત્યાં સુધીના કાળને અબાધાકાળ કહેવાય છે, અને તે અનુદય કાળમાં તે કર્મપ્રકૃતિમાં આત્મા પોતાની સ્વસત્તા વડે અપકર્ષણ ( ન્યૌન્ય ), ઉત્કર્ષણ ( આધિક્ય ), સંક્રમણ ( સજાતીય એક ભેદ મટી અન્ય ભેદરૂપ થવું ), કે ઉદયાભાવી ક્ષય ( ફળ આપ્યા

વિના કર્મોનું છુટી જવું ) કરી શકે છે. પણ એક વાર જ્યારે તે કર્મ, ફળ આપવાને ઉદયમાન થાય છે, ત્યારે તે પોતાનું સંપૂર્ણ ફળ, તેની નિયત સ્થિતિ અને અનુભાગ સહિત આપ્યા વિના રહેતું નથી. અને તે સ્થિતિ પુરી થતાં સુધી પ્રતિ સમય તે તે પ્રકૃતિનો ઉદય આવ્યા જ કરે છે.

આત્મા તેની સાંપ્રત સ્થિતિમાં કષાયભાવ વિના એક સમય પણ રહી શકતો નથી. એક સમય પણ જો એ તદ્દન અકષાયી થાય તો, તે તે જ ક્ષણે કૈવલ્ય પ્રાપ્ત થાય. પરંતુ વ્યક્ત અથવા અવ્યક્તપણે કષાયભાવ દશમ ગુણસ્થાનક સુધી છે અને ત્યાં સુધી અશુભ યોગવડે પાપાસ્રવ હોવાનું શાસ્ત્રોમાં કહ્યું છે. આ કષાય વડે આત્મા પ્રત્યેક સમયે આયુષ્યકર્મ છોડી સાત કર્મોનું ગ્રહણ કરે છે. આયુષ્બંધ આખા ભવમાં એક જ વાર થાય છે; અને જ્યારે તે થાય છે ત્યારે તે આખી જીંદગીમાં સેવેલા શુભાશુભ ભાવોના તાર-તમ્ય અનુસાર બંધાય છે. કષાયના બાહુલ્ય વડે પાપકૃતિની સ્થિતિનો બંધ ઘણો થાય છે અને કષાયના અલ્પત્વથી દેવ મનુષ્ય સંબંધી આયુષ્યની સ્થિતિ લાંબી, અને બહુત્વથી અલ્પ બંધાય છે. ઘાતીકર્મની સર્વ પ્રકૃતિમાં અને અઘાતીકર્મની પાપપ્રકૃતિમાં કષા-યના અલ્પત્વથી અનુભાગબંધ અલ્પ પડે છે, અને કષાયના બહુલપણાના યોગે ઘણો અનુભાગબંધ થાય

છે. તે જ પ્રમાણે કષાયના ઓછાપણાથી પુણ્યપ્રકૃતિનો અનુભાગબંધ વધે અને બહુત્વથી ન્યૂન થાય છે. એ પ્રકારે કષાય વડે સ્થિતિ અનુભાગબંધનું સ્વરૂપ નિયમાય છે.

જ્યાં યોગનું અતિ ચાંચલ્ય અને કષાયનું અલ્પત્વ હોય છે ત્યાં સ્થિતિ અને અનુભાગબંધ ન્યૂન હોય છે. પણ યોગવડે ઉપાર્જન થયેલી કર્મપ્રકૃતિનો પ્રદેશ ઘણો વિસ્તારવાળો હોય છે. કેમકે, પ્રદેશનો નિયામક યોગ છે. આપણા વ્યવહારના અનુભવમાં પણ એવું ઘણીવાર આપણે જોઇએ છીએ કે કોઇ વ્યતિકર-વિશેષનો પ્રદેશવિસ્તાર અતિ વિપુલ હોવા છતાં તેની ફળદાયી અસર અને સ્થિતિ નહિવત્ જ હોય છે. આખા વિશ્વમાં પ્રલય કરી નાંખે તેવા દેખાતાં અને ત્રુટી પડવાની અણી ઉપર દેખાતાં જળભર વાદળો ઘણા પ્રસંગે માત્ર થોડી ક્ષણ ઝરમર ઝરમર છાંટા નાંખી વિખરાઇ જાય છે. ત્યાં પ્રદેશ વિસ્તારવાળો હોવા છતાં ફળનું તારતમ્ય અલ્પ જોવામાં આવે છે. શરીર સંબંધી વેદનીયના પ્રસંગો પણ ઘણીવાર પ્રદેશ-બંધ ઘણા વિસ્તારવાળો જોવામાં આવે છે, છતાં અનુભાગનું અલ્પત્વ જોવામાં આવે છે. અનેક પ્રસંગે ઘણાને આખે શરીરે શાળીનાં ચાઠાં ઉઠી નીકળે છે. ત્યારે આખા શરીર ઉપર વેદનીય કર્મપ્રકૃતિનો પ્રદેશ-વિસ્તાર જોવામાં આવે છે, પણ તેની સ્થિતિ ક્ષણિક

અને વેદનીયની અતિ મંદતા—અર્થાત્ અનુભાગબંધ સ્વલ્પ હોય છે. એવા પ્રસંગે એમ સમજવાનું છે કે, તે પ્રકારનું કર્મ ઉપાર્જતી વખતે માત્ર અશુભ યોગના ચાંચલ્યનું બહુત્વ અને કષાયનું અલ્પત્વ હોવું જોઇએ. કેટલાક આસવો ( મદીરા ) એવા હોય છે કે તે ઘણા પ્રમાણમાં પીવા છતાં માત્ર સહેજસાજ ઉન્મત્તતા અને તે પણ થોડા કાળ સુધી જ ઉપજાવે છે. તે જ પ્રમાણે ફળદાન શક્તિ અને સ્થિતિનું અલ્પ હોવું તેમાં હેતુરૂપ તે તે કર્મ ઉપાર્જતી વખતે સેવેલું કષાયનું અલ્પત્વ છે.

તેથી ઉલટું જ્યાં કષાયનું બહુલપણું અને યોગનું અલ્પત્વ હોય છે ત્યાં, ફળદાન શક્તિ અને સ્થિતિનું તારતમ્ય અધિક હોય છે. એક નાનીસરખી ફોલ્લી ઘણીવાર આખા શરીરમાં તીવ્ર વેદના ઉત્પન્ન કરે છે. અને અનેક ઉપચાર કરવા છતાં વરસોનાં વરસો સુધી મટતી નથી. ત્યાં પ્રદેશબંધનું અલ્પત્વ છતાં કષાયની અધિકતાના બળે અનુભાગ અને સ્થિતિ ઘણી હોય છે. ત્યાં દેખવામાં નહીં જેવું છતાં ફળદાન શક્તિ અધિક હોય છે. જેમ કોઇ ઉગ્ર આસવ નાની માત્રામાં લીધા છતાં અતિ ઉન્મત્તપણું ઘણા કાળ સુધી ઉપજાવે છે, તેમ તીવ્ર કષાયથી બંધાયેલું કર્મ અનુભાગબંધ પણ તીવ્ર ફળ લાંબા કાળ સુધી આપ્યે જાય છે.

પ્રસન્નચંદ્ર રાજર્ષિની આખ્યાયિકા પણ એ જ સિદ્ધાંતનું સમર્થન કરે છે. તેઓ એક એકાંત સ્થળમાં વાણી અને કાયાના યોગને સ્થિર કરી અચળપણે ઉભા હતા. કોઇ પ્રસંગવશાત્ તેમનો મનોયોગ શિથિલ બન્યો અને તેમનો આત્મા કષાયવશ થયો. તેમને એવો ખ્યાલ થયો કે પોતાના બાળપુત્રનું રાજ્ય કોઈ દુશ્મને છીનવી લીધું છે અને તેથી તેઓ તેમના પુત્રની વ્હારે ધાયા છે, શરીર તો સ્મશાનમાં સમાધી-ભાવને સૂચવતું ઉભું જ છે, પણ આત્મા રણસંગ્રામે ચઢયો અને અત્યંત કષાયભાવથી દુશ્મનોનો પરાભવ કર્યો. કષાયભાવ એટલી હદે વધી ગયો કે તેમણે સાતમી નરકમાં જવા જેટલાં પાપકર્મનાં દળીયાં એકઠાં કરી સત્તામાં રાખ્યાં, અને તે પાપકર્મ ઉદય આવતા સુધીમાં જો તેઓ ન ચેત્યા હોત તો જરૂર તેઓને તેનું ફળ મળ્યું હોત; પણ તે વીર્યવાન આત્મા એ પોતાનું પરવશપણું જાણી લીધું અને પોતાનું સ્વત્વ પાછું મેળવી તે કર્મના સ્કંધોનો સત્તામાં ઉદય-ભાવી ક્ષય કરી નાખી પોતાનું પરમ કર્ત્તવ્ય બીજી જ ક્ષણે સિદ્ધ કર્યું. હવે ત્યાં યોગનું અલ્પત્વ તો સ્પષ્ટ જ હતું, પણ કષાયનું એવું બહુત્વ હતું કે એક ક્ષણમાં સાતમી નરકે જવાની સ્થિતિ મેળવી લીધી. આ સર્વથી એ જ ફલિત થાય છે કે યોગ વડે પ્રકૃતિ

અને પ્રદેશબંધ, તથા કષાય વડે અનુભાગ અથવા રસબંધ અને સ્થિતિબંધ નિરમાય છે. તેથી કર્મબંધમાં મુખ્યત્વે કષાય એ પ્રધાન હેતુ છે.

પુનરૂક્તિ દોષને વ્હોરી લઇને આની આ જ વાતને જરા વિસ્તારથી કહીશું. ઘણા મનુષ્યો રાત દિવસ મનમાં ને મનમાં તર્કવિતર્કના તાંતણા વણતા અને વીખેરતા હોય છે અથવા સહેજસાજ પ્રસંગોમાં ઘણું બોલી બાળવાની ટેવવાળા હોય છે. તેમજ બેચેનીને લીધે અથવા ગમ્મત ખાતર ઘડીવાર જંપીને ન બેસતાં અહીંથી તહીં ભમ્યા કરતા હોય છે. આવા મનુષ્યોના મન–વચન અને શરીરના યોગનું ચાંચલ્ય ઘણું જોવામાં આવે છે, પણ તે યોગમાં કષાયનું બહુત્વ હોતું નથી. તેઓ બીચારા ભોળાભાવે આહોનિશ યોગપ્રવૃત્તિ કર્યા કરતા હોય છે. તેમનું મન અનેક ઉથલપાથલોની જંજાળમાં ગુંચાયલું હોય છે, છતાં ત્યાં તેમનો બહુ રાગભાવ નથી હોતો. માત્ર પ્રમાદ, અનુપયોગ અને અસંયમીપણાને લીધે તેમનું મન જુના ચીલાઓમાં મુસાફરી કરતું જ રહે છે. પણ ત્યાં તેમને ઉંડો સ્નિગ્ધ મોહભાવ હોતો નથી. આવા મનુષ્યો માત્ર અશુભ યોગવડે બંધાવા યોગ્ય કર્મ વડે કર્મપ્રકૃતિઓ ઉપાર્જે છે, પણ કષાયના અલ્પત્વને લીધે પ્રદેશના પ્રમાણમાં સ્થિતિ અને રસ–બંધ હોતો નથી. તેથી ઉલટું, ઘણા મનુષ્યો થોડા યોગ સાથે એવા તીવ્ર

કષાયને ભેળવે છે કે તેમની ઉપાર્જેલી કર્મપ્રકૃતિમાં પ્રદેશબંધના પ્રમાણમાં અનુભાગ અને સ્થિતિબંધ, માની પણ ન શકાય તેટલો તીવ્ર અને ચિરસ્થાયી હોય છે. વ્યવહારમાં વિજય પામેલા ઘણા મનુષ્યો એવો યુક્તિવાળો આડંબર રાખી શકે છે કે તેમના ઉંડા–ચીકણા અને પાકટ ભાવ કોઇના સમજવામાં પણ ન આવી શકે. તેમના ક્રોધ–માન–માયા અને લોભની આંતરિક લાલસાઓ ઘણી પ્રબળ હોય છે અને તેમની છાતીની ભીતર છુપાવેલાં રાગદ્વેષનાં ખંજરો એવાં અણીદાર તેમજ ખુની હોય છે કે તેઓ પોતાના કાર્યને માટે માત્ર તકની જ રાહ જોતા હોય છે. છતાં બાહ્ય દેખાવમાં તો સરિતાના કોઇ એકાંત તીર ઉપર તપ તપતા શાણા બગલા જેવા, વાણી અને કાયાના સંયમવાળા અને ભાવિક જણાય છે. પ્રાકૃત સમાજ આવા મનુષ્યો તરફ તેમની યોગ પ્રવૃત્તિના અલ્પત્વના ધોરણ ઉપરથી, માનની લાગણીથી જુવે છે. પણ વાસ્તવમાં યોગની ન્યૂનાધિકતા એ ન્યાયનું સાચું ધોરણ નથી. પ્રભુના ઘરનો ન્યાય અંતરની રાગદ્વેષવાળી સ્થિતિ ઉપરથી જ તોળાય છે. કર્મફળપ્રદાત્રી સત્તાનું ફળનિયામક ધોરણ એ નથી જોતું કે મનુષ્ય ડાહ્યોડમરો બની ધોળાં–પીળાં કે ગેરૂવાં વસ્ત્રો સજીને એકાંતમાં યોગાસન લગાવી હાલ્યાચાલ્યા વિના બેસી રહે છે, અથવા તો દુનીયાના ચારે ખુણે ધમાધમ

ફરી મૂકી ક્ષણુ પણુ જંપીને બેસતો નથી. ફળશક્તિ આત્માના કષાયભાવ ઉપર જ અવલંબીને રહે છે. મનુષ્ય દોડતો હોય અથવા આસન મારીને બેઠો હોય તે ભણી તે સત્તાનું લક્ષ નથી. તે તો એટલું જ જુવે છે કે આત્મા કષાય ભાવની જોડે કેવો સ્નિગ્ધ અને વિમુગ્ધ બન્યો છે.

આપણો સમાજ હજી કષાયના સ્વરૂપ સંબંધે બહુ અજ્ઞાન છે, અને તેથી તેના મહત્વનું તેને ભાન નથી. તેનું યથાયોગ્ય જ્ઞાન સમાજના નીતિના ધોરણને દ્રઢ અને સુઘટિત રાખે છે અને જ્યારે તેના સ્વરૂપ સંબંધી અજ્ઞાન હોય છે ત્યારે ગમે તેવા આંતરિક કષાય સેવવાથી તેઓ ડરતા નથી. આપણા વર્ગનું લક્ષ બાહ્ય યોગ પ્રવૃત્તિના સંકીર્ણ પ્રદેશમાં જ હાલ ગુંચવાઈ ગયું છે. તેઓ યોગપ્રદેશને સંકોચવામાં મોટો લાભ કલ્પે છે અને યોગપ્રવૃત્તિના નિરોધને જ સર્વસ્વ ગણે છે. પણ તેમના નિત્ય વ્યવહારમાં તેઓ કેવા તીવ્ર કષાય સેવે છે, કેવા પ્રબળ રાગદ્વેષ કરે છે, તેનું ભાન સરખું પણ તેઓને હોતું નથી. તેવા યોગસંકોચના પરિણામે પ્રદેશબંધ ન્યૂન બંધાય છે, એ વાતની ના નથી; પણ અનુભાગ અને સ્થિતિબંધ પ્રબળપણે બંધાય છે. મનુષ્યો યોગના સંકોચ ઉપર જેવું લક્ષ આપે છે તેવું કષાય સંકોચ ઉપર આપતા થાય તો, મોક્ષનગર જે હાલ

કરોડો ગાઉ દૂર રહ્યું છે તે નજીકમાં જ આવે. મનુષ્ય તેના નિત્યના વ્યવહારમાં કેટલું અસત્ય–કપટ–પ્રતારણા–વિશ્વાસઘાત–છળ–પ્રપંચ અને દગો સેવે છે તેનું માપ તે ભાગ્યે જ કદી કાઢે છે. શાસ્ત્રોમાં, સ્થૂળ હિંસા કરતાં આ હૃદયગત સૂક્ષ્મ હિંસા–આત્મહિંસા એ જ મહાન પાપની હેતુરૂપે કથાયેલી છે. એવું પ્રત્યેક આંતરિક આચરણ આત્માને સંસારના કીચડમાં ઉંડું ને ઉંડું ડૂબાવતું ચાલે છે અને ઉદ્ધારની આશા પ્રત્યેક ક્ષણે ઓછી થતી ચાલે છે. કષાય એ જ આત્મા ઉપરનો મેલ છે, અને તે મેલ જેમ ન્યૂન થતો જાય તેમ તેમ આત્મા નિર્મળ બનતો જાય છે. તેથી સુજ્ઞ પુરૂષો બાહ્ય યોગ અને પ્રવૃત્તિ કરતાં આત્મા જેમ બને તેમ અલ્પ રાગદ્વેષને સેવે તે ભણી અધિક લક્ષ આપે છે.

અત્રે એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે કર્મની જડ વર્ગણા આત્માને કેવી રીતે ફળ આપી શકે? કેવું ફળ ક્યારે આપવું તેનું જ્ઞાન જડને હોતું નથી તો તે તેની યથાયોગ્ય પ્રકૃતિ પ્રમાણે કેવી રીતે પરિણમી શકે? આ શંકાનો પરિહાર આ રીતે થવા યોગ્ય છે:–

જડ પરમાણુંને તેવા પ્રકારનું કશું જ જ્ઞાન હોતું નથી, પરંતુ કર્મની ફળગર્ભિતા આત્માની શક્તિ વડે જ બની આવે છે. કર્મમાં સ્વયં શક્તિ નથી, પણ

આત્માની પોતાની જ છે. અને તેના કષાયભાવ વડે જ તે શક્તિ જડ કર્મ પરમાણુમાં ઉપજેલી હોય છે. વાસ્તવમાં કર્મોની ફળશક્તિ એ આત્માની પોતાની જ શક્તિ છે. સર્પનું વિષ જેને રોમેરોમ ચઢી ગયું છે એવા મનુષ્યો ઉપર કોઇ મંત્રસિદ્ધ પુરૂષ મંત્રેલી કાંકરી નાંખી વિષનો પ્રતિકાર કરી શકે છે, ત્યાં જેમ કાંકરીમાં કશું જ બળ નથી, પણ કાંકરીમાં આરોપાયેલ મંત્રોના આત્માના સામર્થ્યનો જ પ્રભાવ છે; તેમ અહીં પણ વસ્તુતઃ કર્મમાં કશું જ સામર્થ્ય નથી. પણ તેથી આરોપાયેલા આત્માના રાગદ્વેષનું જ બળ છે. રાગ–દ્વેષ એ આત્મામાંથી પ્રકટેલું એક સામર્થ્યવિશેષ છે. અને તે સામર્થ્ય વડે ગર્ભિત થયેલ કર્મવર્ગણા જ ફળ આપવા સમર્થ છે. જેમ ગ્રામોફોનના રેકર્ડ સાથે સંબંધમાં આવતી લોઢાની પીનમાં શબ્દ ઉત્પન્ન કરવાની શક્તિ માત્ર વિદ્યુતની સૂક્ષ્મ શક્તિ વડે જ છે, અને લોઢાની પીન તો કેવળ તે સૂક્ષ્મ સામર્થ્યનું વાહક જ છે, તેવી રીતે અહીં પણ કાર્મણ વર્ગણામાં જે ફળ ઉત્પન્ન કરવાનું બળ છે તે માત્ર આત્માના કષાયભાવનું જ બળ છે; કર્મો તો માત્ર શક્તિના વાહક છે. જ્યારે કર્મ પ્રકૃતિ તેનું વિશિષ્ટ ફળ આપી રહે છે ત્યારે જે જડપીંડ કાર્મણ શરીરની સાથે ઘણીવાર અગાઉના જેવું જ જોડાયેલું પણ રહે

છે, છતાં તે કદી હાની કે લાભ કરી શકતું નથી. કેમકે ફળ આપ્યા પછી તેનું પાણી–Energy–ઉતરી ગયું હોય છે.

કર્મને પરિણમાવનાર પણ કોઈ ઇતર શક્તિ હોતી નથી; પણ જે વખતે તે કર્મ આત્મા સાથે જોડાય છે તે કાળે જ ક્યારે–કેવી રીતે કેવું ફળ આપવું તે બધા નિયમોનો નિશ્ચય થયેલો જ હોય છે. જે વસ્તુમાં કોઇ ફળવિશેષને આપવાની શક્તિ છે તેનું ગ્રહણ થયા પછી તે ફળને પ્રગટપણે ઉપજાવનાર કોઈ અન્ય શક્તિની અથવા નિયંતાની અપેક્ષા રહેતી નથી. શરીરમાં અન્નનો જથ્થો મોકલ્યા પછી તેમાંથી પોષક દ્રવ્ય છૂટું પાડવા માટે બીજી શક્તિ મોકલવાની જરૂર રહેતી નથી, પણ બધું નિયમાનુસાર સ્વયં જ બની આવે છે. સોમલનો કટકો ખાધા પછી તેમાંથી ઝેર છૂટું પાડી રોમે રોમમાં ચઢાવવા માટે જેમ ત્યાં કોઈ ઇતર પરિણમાવનાર શક્તિની અપેક્ષા રહેતી નથી, પણ સોમલ તેની પ્રકૃતિ અનુસાર ફળ આપે જ છે, તેમ અહીં પણ કર્મોને પરિણમાવનાર અન્ય શક્તિની અપેક્ષા નથી, કિન્તુ સ્વયં તે પોતાની મેળે તેની પ્રકૃતિ અનુસાર પરિણમે છે. જેમ ઔષધ જડ હોવા છતાં તેની અસર ઘણી વાર આખી જીંદગી સુધી ચાલે છે, વળી જેમ કેટલાંએક

ઔષધોમાં મગજને પોષણ આપવાનો, કેટલાંકમાં રક્ત સુધારવાનો, જ્ઞાનતંતુને બળવાન્ કરવાનો વગેરે વિવિધ પ્રકૃતિના ગુણો હોય છે, તેમ કેટલાંક કર્મનો ઉદય આખી જીંદગી સુધી નભનાર હોય છે, અને તેની વિવિધ પ્રકૃતિ અનુસાર ફળ આપ્યે જાય છે.

## કર્મની અનુદય સ્થિતિ.

આત્માના યોગ અને કષાય ભાવથી આકર્ષાયેલો દ્રવ્યકર્મનો સમૂહ ત્હેના ઉદયકાળ પર્યંત આત્માની સાથે એકક્ષેત્રાવગાહપણે રહે છે. તે અનુદયાવસ્થામાં કર્મ સત્તામાં ( in the Potential state ) રહે છે; અર્થાત્ તેટલો કાળ તે ફળ આપવાને તત્પર થયાં હોતાં નથી. ત્હેનું વીર્ય તેટલો સમય સુપ્તાવસ્થામાં હોય છે અને ત્હેની શક્તિ ( static energy ) સ્થિરપણે માત્ર ફળના સમયની રાહ જોતી હોય છે. વેદાંત, કર્મની આ અવસ્થાને " પ્રારબ્ધ " કહે છે, જૈન તેજ અવસ્થાને " સત્તાપણે " કહે છે. ધનુષ્ય ઉપર ચઢાવેલું તીર જ્યહાં સુધી છોડવામાં આવતું નથી ત્યહાં સુધીમાં તે તીરમાં જે સત્તા રહેલી છે ત્હેને Static energy–' સ્થિર વીર્ય ' ની સંજ્ઞા અપાય છે. ત્યહાં શક્તિ તો છે, પણ તે હજી ઉદય-રૂપ–ક્રિયમાણરૂપ–થઇ નથી. અને જ્યહાં સુધી તે શક્તિ ફલાભિમુખ થઇ નથી ત્યહાં સુધી તે શક્તિ

" સત્તાપણે " રહેલી હોય છે. કર્મની આ અવસ્થામાં ત્હેનું વીર્ય ફેરફારને પાત્ર હોય છે; ત્હેની ફળશક્તિનું પ્રમાણ અને પ્રકાર બન્ને પરિવર્તનશીલ હોય છે. જ્હાં સુધી તે ફલાભિમુખ થયાં હોતાં નથી, ત્હાં સુધી ત્હેનું સ્વરૂપ કુંભકારના ચક્ર ઉપર ચઢાવેલા અને કાંઇક આકાર ઉપર આવતા માટીના ગોળા જેવું હોય છે. ત્હેના આકારમાં ફેરફાર કરવાનું સ્વાતંત્ર્ય જેમ હજી કુંભકારના હાથમાંથી ગયું હોતું નથી, તેમ કર્મની ' અનુદય સ્થિતિ 'માં—' સત્તા અવસ્થા 'માં ત્હેનું પરિવર્તન કે પ્રમાણમાં ન્યૂનાધિક કરવાનું સ્વાતંત્ર્ય આત્માએ ગુમાવેલું હોતું નથી. પરંતુ કુંભકાર જેમ ચક્ર ઉપરની માટીની આકૃતિને અગ્નિ વડે પકાવ્યા પછી ત્હેમાં કાંઇપણ વિકૃતિ કરી શકતો નથી, તેમ આત્મા પણ કર્મના ઉદયાવસ્થાના સમય પછી ત્હેમાં કશું પરિવર્ત્તન કરી શકતો નથી. તે કાળે બધી બાજી ત્હેના હાથમાંથી ચાલી ગયેલી હોય છે. જેમ વિદ્યાર્થી પરીક્ષકના હાથમાં ત્હેનું લખાણ સોંપતા સુધીના કાળમાં ત્હેમાં ગમે તે ફેરફાર કરવાને સ્વતંત્ર છે અને તે પછી તેમ કરવામાં છેક જ અવશ બની રહે છે, તેમ આત્મા પણ કર્મના ફળોદયના કાળપર્યંત ત્હેનું સંક્રમણ, ઉત્કર્ષણ કે અપકર્ષણ કરવા સમર્થ હોય છે, પણ ફળોદય પછી કશું કરી શકતો

નથી. કર્મની રેખ ઉપર મેખ મારવાનું આત્માનું સામર્થ્ય માત્ર કર્મની સત્તા અવસ્થામાં જ હોય છે. કોઇ શુભ કે અશુભ કર્મની સ્થિતિ કે અનુભાગ અલ્પ હોય તો, ત્હેનું ઉત્કર્ષણ કરી ત્હેમાં વૃદ્ધિ કરી શકે છે, અને તેજ પ્રકારે બહુત્વનું અલ્પત્વ પણ કરી શકે છે. ઉદય કાળ પર્યંત ત્હેની રચનામાં, આત્માના યોગ અને કષાયના નિમિત્ત વડે પરિવર્ત્તન થયા કરે છે. અને તેવા નિમિત્તના અભાવે, ત્હેનું મૂળ સ્વરૂપ કર્મબંધ થતી વખતે જેવું હોય તેવું કાયમ રહે છે. જે જાગૃત આત્માઓ કર્મની રચનાનું અને ત્હેના પરિવર્ત્તનનું સ્વરૂપ યથાર્થ સમજી શકે છે તેઓ ઉપયોગપૂર્વક ( consciously ) ત્હેનું સ્વરૂપ યથેષ્ટ રચી શકે છે. આત્મા જ્યારે ત્હેના નિર્માણની લગામ પોતાના હાથમાં લે છે, ત્હારે તે જેવો થવા ધારે છે તેવું પોતાનું સ્વરૂપ બનાવી શકે છે. તે પોતાના યોગ અને કષાયને સ્વચ્છંદપણે, અનુપયોગપણે અપ્રતિબંધપણે વહેવા દેતો નથી, પણ પોતાને જેવા પ્રકારનું ફળ ઇષ્ટ હોય તેવુંજ પરિણામ પ્રગટાવવા માટે અભિજ્ઞપણે–સંયમપૂર્વક–'ઉપયોગ'સહિત, તે વહેવડાવે છે. નિર્બળ–પામર આત્માઓનો યોગ અસમીક્ષ્યપણે–દૈવાધીનપણે–ગમે તેમ–ઢંગધડા વિનાનો રેલાતો હોય છે, ત્હારે સબળ સશક્ત આત્માઓ તે શક્તિને એવા

માર્ગે યોજે છે કે, જ્યહાંથી ત્હેમને ઇષ્ટ પરિણામ પ્રાપ્ત જ થાય.

## કર્મની ઉદયમાન અવસ્થા.

કર્મ જ્યહારે ઉદયમાન થાય છે, ત્યહારે તે સાક્ષાત્પણે સ્વયં કાંઇ પણ નિપજાવી શકતાં નથી; પણ પોતાની પ્રકૃતિ અનુસાર માત્ર કાર્ય થવાનું નિમિત્ત રચી આપે છે. કર્મનું કાર્ય માત્ર નિમિત્ત રચી આપવાનું છે. અવશેષ કર્તવ્ય આત્માને આધીન છે. પોતાના સ્વભાવને અનુરૂપ અને અનુભાગની તિવ્રતા કે મંદતાના પ્રમાણમાં બળવાન કે નિર્બળ તક રજુ કર્યા પછી કર્મ સત્ત્વહીન બની જાય છે. જો કર્મમાં નિમિત્ત પુરૂં પાડવા ઉપરાંત વધુ સત્તા હોત, બળાત્કારથી આત્માને તત્પ્રાયોગ્ય કર્તવ્યમાં જોડવાનું સામર્થ્ય હોત, તો આત્માને ત્રણે કાળમાં મોક્ષનો અસંભવ જ રહેત, અને આત્માને પરમ સ્થાનમાં દોરી જવાનો તીર્થંકાર–શાસ્ત્રકારોનો આશય નિષ્ફળ જાત. તે નિમિત્ત–તે પ્રસંગ–તે તકનો લાભ લેવા કે નહિ, અર્થાત્ તે નિમિત્ત આત્માને જે પ્રવૃત્તિવિશેષમાં જોડવા લલચાવે છે ત્હેમાં યોજાવું કે નહિ ત્હેનું સ્વાતંત્ર્ય આત્માને પોતાને વશ છે. અને જો તે પોતાની સ્વાભાવિક–નિસર્ગસિદ્ધ સત્તાનો–અધિકારનો ઉપયોગ કરે અને તે નિમિત્તમાં જોડાઇ તત્પ્રાયોગ્ય પ્રવૃત્તિમાં

ન યોજાય તો, કર્મની ઉદયમાન સત્તા ત્હેને સ્પર્શી શકતી નથી. તેવા આત્માનું સ્થાન એટલું ઉચ્ચ હોય છે કે ત્હાં કર્મના સુસવાટ કરતા ગોળાઓ પહોંચી શકતા નથી. જ્હારે મનુષ્ય પોતાના મનથી જગત્‌ની બધી સત્તાઓથી પોતાનું સ્વાતંત્ર્ય (Mental declaration of independance) જાહેર કરે છે, ત્હારે અલબત ત્હેને પોતાના જુના બળવાન દુશ્મનો સાથે પ્રથમ લડવું પડે છે, અને અસંખ્યવાર પરાજયનું માનભંગ પણ સહન કરવું પડે છે; પરંતુ આખરે તે વિગ્રહમાં પોતાનો જય થાય જ છે. તે આત્માનું અંતિમ નિર્માણ–આખરનું ભાવી–બહુ સુંદર છે. દ્રઢ વીર્યથી સામે મ્હોંએ લડતાં કદાપિ પરાજય થાય ત્હેમાં જે 'આનંદ' રહ્યો છે તે મુંગે મ્હોએ માર ખાવામાં નથી.

જ્ઞાની અને અજ્ઞાની, સબળ અને નિર્બળમાં તફાવત એટલો છે કે જ્હારે જ્ઞાનીજનો નિમિત્તથી રંગાવા કદી લલચાતા નથી અને કદાચ પૂર્વે બાંધેલી કર્મપ્રકૃતિના અનુભાગના બાહુલ્યથી લલચાય તો પણ પોતાની ભૂલ તુરત સુધારી લે છે, ત્હારે અજ્ઞાની નિર્બળ આત્માઓ પ્રત્યેક ક્ષુદ્ર નિમિત્તને વશ બની પોતાનું સ્વત્વ ગુમાવે છે અને સંયોગોના બળમાં તૃણવત્ આમથી તેમ અથડાયા કરે છે. 'જ્ઞાન'માં

'શક્તિ' હોવાનું મનાય છે, તે, આ આત્માના સ્વરૂપનું –પોતાના સ્વત્વનું જ્ઞાન છે. ઇન્દ્રિયજ્ઞાન અથવા વિજ્ઞાન (science) એ કાંઈ શક્તિ નથી, કેમકે ત્હેની સત્તા માત્ર સ્થૂલ સૃષ્ટિ ઉપર જ પ્રવર્ત્તી શકે છે. જે જ્ઞાનનો પ્રભાવ સૂક્ષ્મ પ્રદેશને પહોંચી શકતો નથી, જેનો કાર્યપ્રદેશ સ્થૂલ સૃષ્ટિથી સિમાબદ્ધ થયેલો છે, તે જ્ઞાનને પરમપુરૂષોએ માત્ર "વ્યવહાર વિદ્યા"ના નામથી સંબોધેલું છે. સત્ય જ્ઞાનની–પરમાર્થ વિદ્યાની કસોટી, કર્મના ઉદયથી પ્રકટ થતા નિમિત્ત વડે અનુપરંજીત રહેવામાં આત્મબંધપરિણામે નહિ રંગાવામાં રહેલી છે. આત્માના પરમ પુરૂષાર્થ માટે આ પ્રદેશમાં જ યથાર્થ અવકાશ રહેલો છે. આત્માનું વાસ્તવિક બળ અને પુરૂષાર્થની સિદ્ધિ માત્ર આ સ્થળે જ છે. સંસાર પરિભ્રમણના કાર્ય–કારણભાવની સાંકળને તોડી નાંખ-વાની ગુપ્ત વિદ્યા માત્ર આત્માના અનુપરંજીત ભાવવિશેષમાં રહેલી છે. શુભાશુભ પ્રસંગોની ઉપસ્થિતિ સમયે આત્માના જે અશુદ્ધ પરિણામ થાય છે તે "ભાવ કર્મ" છે, અને એ પરિણામના તારતમ્ય અનુસાર નવાં કર્મ આકર્ષાય છે. આ પ્રમાણે ભાવકર્મથી દ્રવ્યકર્મ અને દ્રવ્યકર્મના ઉદયકાળે ઉપસ્થિત થતા નિમિત્તમાં આસક્તિથી–ભાવકર્મથી દ્રવ્યકર્મ, એમ આત્માનું સંસારચક્ર ફર્યા કરે છે. દ્રવ્યકર્મના ઉદયકાળે

ઉપસ્થિત થતા આત્મપરિણામમાં—ભાવકર્મમાં ન ફસાવું તે સંસારનું બંધન શિથિલ કરવા અને આખરે તોડી નાંખવાનો એક જ અમોઘ ઉપાય છે.

જૂદા જૂદા સમયે ઉપાર્જેલાં, પરન્તુ એક જ કાળે ઉદયમાં આવવા યોગ્ય કર્મ જ્યહારે ઉદયમાન થાય છે ત્યહારે એ સર્વ કર્મના અનુભાગનું જે એકત્ર પ્રમાણ થાય તેટલું સામટું ફળ તે આપે છે; અર્થાત્ એ બધા અંશો એક સાથે નિષ્પન્ન થાય છે. એક કાળે ઉપાર્જેલાં કર્મો અનેક સમયે અને અનેક સમયે બાંધેલાં એક સમયે પણ ઉદય આવે છે. જ્યહારે અનેક ભિન્નભિન્ન પ્રસંગે ઉપાર્જેલાં કર્મો એક સમયે ઉદયમાન થાય છે ત્યહારે તે અત્યંત તિવ્ર ફળ આપે છે, અને ઘણે પ્રસંગે તો મહાપુરૂષોની સ્થિતિ પણ એટલી હદે કફોડી કરી નાંખે છે કે જગત્‌ની પ્રાકૃત દૃષ્ટિ ત્હેમને પામર અથવા "પડવાઈ" તરીકે લેખે છે. ત્હેમને કેટલાં પ્રલોભનો—કેવાં બળવાન્ નિમિત્તો સામે લડવાનું છે તે જોવાની દરકાર જગત્ રાખતું નથી. જગત્ તો માત્ર અંતિમ પરિણામ તરફ જ જુવે છે. અત્રે કહેવું પ્રાપ્ત થાય છે કે, "જય" કે "પરાજય" નું ખરૂં ધોરણ જીતવામાં કે હારવામાં નથી, પણ કેટલી તાણાતાણમાં તે શુદ્ધ કે અશુદ્ધ રહી શક્યો છે, ત્હેમાં છે. જ્હેમને કર્મના બળવાન્ ઉદયના સંઘર્ષમાં આવવું પડ્યું નથી, પ્રલો-

બનોના પ્રચંડ પૂરમાં તણાવાનો પ્રસંગ આવ્યો નથી, અને આંતરિક દુશ્મનો સાથે લડી જય મેળવવાના વિકટ મામલામાંથી સોંસરા નીકળવાનો અવસર જ આવ્યો નથી, તેઓ બળવાન અથવા વિજેતા હોવાનો દાવો કરે તે સ્વાભાવિક છે; પરંતુ વિજયનું—સામર્થ્યનું ખરૂં મૂલ્ય કેટલાં નિમિત્તો—કેટલાં પ્રલોભનો—સામે તે સામર્થ્ય કામ આવ્યું, કેટલી તાણાતાણીમાં તે આત્મા શુદ્ધ રહ્યો, તે ઉપર આધાર રાખે છે. માણસ જ્યહારે ઠોકર ખાય છે, ભૂલથાપમાં પડે છે, અને સંસારના ચળકાટથી ભરમાય છે ત્યહારે ત્યહાં ત્હેના બળાબળનો નિર્ણય માત્ર ત્હેના સ્ખલનથી કે પતનથી થવો યોગ્ય નથી, પણ કેટલા સંઘટ્ટન પછી—કેટલા પ્રતિકાર પછી—તે સ્ખલન થવા પામ્યું છે તે ઉપર કરવા યોગ્ય છે.

## આત્મા અને કર્મનો ત્રણ પ્રકારે સંબંધ.

આમા અને કર્મનો સંબંધ ત્રણ જૂદા જૂદા પ્રકારનો છેઃ—

(૧) આત્માના અશુદ્ધ ઉપયોગરૂપ પરિણમન વડે થતો ભાવબંધ. આ બંધ અરૂપી સાથે અરૂપીનો છે. અર્થાત્ તે સંબંધ પરિણામ અને પરિણામીનો છે, જેમાં કર્તા પણ આત્મા અને પરિણમનરૂપ કર્મ પણ આત્મા છે.

(૨) પુદ્દગલની સાથે નૂતન કર્મ પુદ્દગલવર્ગણાનો સંબંધ. આ સંબંધ રૂપીની સાથે રૂપીનો છે. જીવના પ્રદેશમાં એકક્ષેત્રાવગાહપણે જે પૂર્વબદ્ધ વર્ગણા છે ત્હેમાં નવી વર્ગણાનું સ્નિગ્ધરૂક્ષભાવ વડે આકર્ષાવું તે દ્રવ્યબંધ.

(૩) આત્માની સાથે કર્મવર્ગણાનો સંયોગ સંબંધ, એ રૂપી અને અરૂપીનો સંબંધ.

## વ્યવહાર અને નિશ્ચય દૃષ્ટિ.

વાસ્તવમાં નિશ્ચયનય વડે જે બંધ છે તે પ્રથમ વર્ગનો અશુદ્ધ અથવા વિભાવ પરિણમનરૂપ બંધ છે. પરિણામીપણું એ આત્માનો સ્વભાવ છે; પણ જ્યહારે તે નિજ દ્રવ્યમાં પ્રવર્ત્તન છોડી પરદ્રવ્યમાં પરિણમે છે ત્યહારે તે પોતાનો—અવિશેષ—સ્વભાવસિદ્ધ પરિણામ ત્યજી વિશેષતાસહિત પ્રવર્તે છે, અને તે વિશેષ પરિણામ એ જ બંધનો હેતુ છે. તે પરભાવી પરિણામ એ ભાવકર્મ છે. જ્યહારે આત્મા તે વિશેષભાવ ત્યજી પોતાના સામાન્ય સ્વભાવને ભજે છે ત્યહારે તે સંસારના બીજને ભસ્મિભૂત કરી કર્મ મળથી મુક્ત થાય છે. સ્વભાવપરિણમન એ મોક્ષનું સાક્ષાત્ કારણ છે. વિભાવપરિણમન એ સંસારનું બીજ છે. વસ્તુતઃ આત્મા કોઇ કર્મનો જો કર્ત્તા હોય તો તે માત્ર આ વિભાવપરિણમન રૂપ કર્મનો જ કર્ત્તા છે. આત્માના

તે અશુદ્ધ પરિણામનું નિમિત્ત મેળવી દ્રવ્યકર્મ સ્વયં ત્હેમાં પ્રવેશે છે. પરંતુ ત્હાં કાંઈ આત્મા કર્મને ગ્રહવાના હેતુ વડે ગ્રહતો નથી. જેમ વર્ષાઋતુમાં જળનો ભૂમિ સાથે સંયોગ થતાં તે નિમિત્ત મેળવી પુદ્ગલદ્રવ્ય પોતાની શક્તિ વડે ઘાસ અને અંકુરરૂપે પરિણમે છે, તેમ આત્માના વિભાવપરિણામનું નિમિત્ત મળતાં તે પરિણામને અનુરૂપ કર્મ પ્રકૃતિ રૂપે પુદ્ગલ દ્રવ્ય સ્વયં પરિણમે છે. પુદ્ગલ સ્વભાવથી જ કર્મની વિચિત્રતાનો હેતુ છે. આત્મા માત્ર પોતાના પરિણામનો જ કર્ત્તા છે. નિશ્ચયથી, આત્મા પુદ્ગલ કર્મનો કર્ત્તા નથી. અલબત ત્હેના જ પરિણામ-વિશેષનું નિમિત્ત મેળવી એકક્ષેત્રાવગાહ પ્રમાણે રહેલી જડ વર્ગણા તે આત્મપરિણામને અનુરૂપ જ્ઞાનાવરણાદિ કર્મપ્રકૃતિ રૂપે રૂપાંતર પામે છે; પરંતુ તેમ થવામાં આત્મા તો માત્ર નિમિત્ત જ છે. જળવૃષ્ટિ એ ઘાસનો કર્ત્તા નથી, તે તો પોતાના પતન રૂપ કર્મને જ કરે છે; પણ ઘાસ વગેરે તે જળનું નિમિત્ત મેળવી પ્રકટી આવે છે. ત્હાં માત્ર ઉપચારથી અથવા "વ્યવહાર"થી તે વૃષ્ટિ ઘાસ આદિનો કર્ત્તા કહેવાય, પરંતુ "નિશ્ચય"થી તેમ નથી. તેજ પ્રમાણે દ્રવ્ય-કર્મનો કર્ત્તા, આત્મા, વ્યવહારથી—ઉપચાર વડે જ—છે. વસ્તુતઃ દ્રવ્યકર્મનો કર્ત્તા પુદ્ગલ પોતે જ છે.

કોઇ દ્રવ્યના પરિણમનમાં કોઇ બીજું દ્રવ્ય હાથ નાંખતું નથી, માત્ર નિમિત્ત આપે છે.

નિશ્ચય બંધ માત્ર આત્માના રાગદ્વેષરૂપ પરિણમન જ છે; પુદ્દગલ કર્મ વડે તે કદી બંધાતો નથી. તે બંધ તો માત્ર વ્યવહારિક છે—ભાવનાગ્રાહ્ય અરૂપી સ્વરૂપને સ્થૂલ તથા લૌકિક ભાવનામાં ઉતારવાનો પ્રયત્ન માત્ર છે. આપણી જે વ્યવહાર ભાવના નિમિત્તમાં જ કર્ત્તાપણાનો આરોપ કરી કામ ચલાવે છે તે જ ભાવના અહીં પણ આત્માને જડકર્મના કર્ત્તાપણે સ્વીકાર્યા વિના આગળ વધવાની ના પાડે છે. પરંતુ પરમાર્થપ્રદેશમાં તો માત્ર સાચી વસ્તુસ્થિતિને જ અવકાશ છે. તેથી તે દૃષ્ટિથી આત્માને કર્મનો કર્ત્તા કહી શકાય નહિ. તે દષ્ટિ, કેવળ દ્રવ્યના પરિણમનને જ દર્શાવે છે, અને કર્ત્તા કર્મ આદિ સર્વનું તે દ્રવ્યમાં જ પર્યવસાન કરે છે. જ્યહારે વ્યવહાર દષ્ટિ એક દ્રવ્યના પરિણમનને અન્ય દ્રવ્યના પરિણમન સાથે સેળભેળ કરી નાંખી ઉભયને ભેગા ઘસડે છે.

આ ઉભય દષ્ટિ પોતપોતાના પ્રદેશમાં અને નિરાળા દષ્ટિબિંદુથી સાચી છે. પરંતુ પરમાર્થ દષ્ટિ—દ્રવ્યાશ્રિત પરિણમન દષ્ટિ—કાર્યકર અને મોક્ષના હેતુની સાધક છે. આત્મા જ્યહાં સુધી પોતાના બંધના

નિયામક તરીકે અન્ય દ્રવ્યને સ્વીકારે છે, ત્યહાં સુધી ત્હેના સ્વયં પુરૂષાર્થનો અવકાશ રહેતો નથી. પરન્તુ જ્યહારે તે પોતાના પરિણામ વડે જ પોતે બંધાયાનું સ્વીકારે છે—અને વાસ્તવમાં છે પણ તેમજ—ત્યહારે જે પરિણામથી તે બંધાયો હોય છે ત્હેના વિરોધી પરિણામનો આશ્રય લઈ બંધક પરિણામની સત્તાને વિખેરી નાંખે છે. પણ જો તે અન્ય દ્રવ્યથી પાશબદ્ધ થયેલો પોતાને માને છે તો ત્હેની શક્તિનો ધ્વંશ કરવાના પ્રયત્નમાં યોજાતો નથી. પણ કાં તો કાળલબ્ધિની આશામાં જ કાળક્ષેપ કરે છે, અથવા તો કોઇ આગંતુક સત્તા ત્હેને સહાય કરી આ દુઃખમાંથી છોડાવે એવી અનિશ્ચિત રાહ જોયાં કરે છે.



## પરિશિષ્ટ.

# કર્મની ૧૪૮ પ્રકૃતિઓ.

કર્મની મૂળ પ્રકૃતિ આઠ છે. જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, વેદનીય, મોહનીય, આયુ, નામ, ગોત્ર, અને અંતરાય. આ મૂળ પ્રકૃતિની ૧૪૮ ઉત્તર પ્રકૃતિ નીચે મુજબ છે. કેટલાક વિદ્વાનો નામ કર્મની ઉત્તર પ્રકૃતિમાં ૧૦ વધુ ગણી કુલ ૧૫૮ પ્રકૃતિ ગણે છે.

I ૫. **જ્ઞાનાવરણીયકર્મ**: જ્ઞાનને આવરણ કરનારૂં કર્મ, આ કર્મ જાણપણું થવા દે નહિ.

૧ મતિ જ્ઞાનાવરણીય. ૪ મન:પર્યવ જ્ઞાનાવરણીય.
૨ શ્રુત ,, ૫ કેવલ ,,
૨ અવધિ ,,

II ૯. **દર્શનાવરણીયકર્મ**: શુદ્ધદર્શન પ્રાપ્ત કરવામાં આવરણ કરનારૂં કર્મ.

૧ ચક્ષુ દર્શનાવરણીય. ૬ નિદ્રા નિદ્રા.
૨ અચક્ષુ ,, ૭ પ્રચલા પ્રચલા.
૩ અવધિ ,, ૮ નિદ્રા.
૪ કેવલ ,, ૯ પ્રચલા.
૫ સ્ત્યાન ,,

III ૨ **વેદનીય કર્મ**: સુખ દુઃખ વેઠવું પડે છે તે કર્મ.
૧ સાતાવેદનીયકર્મ : ૨ અસાતાવેદનીયકર્મ.

IV ૨૮ **મોહનીયકર્મ** : સદ્સદ્ વિવેકથી આત્માને વિકલ કરી મૂકે છે તે કર્મ.

૩ દર્શન મોહનીય.

૧. મિથ્યાત્વ. ૨. સમ્યગ્મિથ્યાત્વ.

૩. સમ્યકત્વપ્રકૃતિ.

૨૫ ચારિત્ર મોહનીય.

૧૬ કષાય.

૪ અનંતાનુંબંધી.

૧ ક્રોધ. ૨ માન. ૩ માયા. ૪ લોભ.

૪ અપ્રત્યાખ્યાનાવરણીય.

૧ ક્રોધ. ૨ માન. ૩ માયા. ૪ લોભ.

૪ પ્રત્યાખ્યાનાવરણીય.

૧ ક્રોધ. ૨ માન. ૩ માયા. ૪ લોભ.

૪ સંજ્વલન.

૧ ક્રોધ. ૨ માન. ૩ માયા. ૪ લોભ.

૯ નોકષાય અથવા અકષાય.

૧ હાસ્ય. ૨ રતિ. ૩ અરતિ.

૪ શોક. ૫ ભય. ૬ જુગુપ્સા.

૭ સ્ત્રીવેદ. ૮ પુરૂષવેદ.

૯ નપુંસકવેદ.

V ૪ **આયુ કર્મ** : જૂદી જૂદી ગતિમાં જેનાવડે જવાનું થાય તે કર્મ.

૧ નરકાયુ. ૨ તિર્યંચાયુ. ૩ મનુષ્યાયુ. ૪ દેવાયુ.

VI ૯૩ **નામ કર્મ** : ગતિ જાતિ વગેરે પર્યાયનો અનુભવ જેના વડે કરાય છે તે કર્મ.

૪ ગતિ.

૧ નરક. ૨ તિર્યંચ. ૩ મનુષ્ય. ૪ દેવ.

૫ જાતિ.

૧ એકેન્દ્રીય. ૨ બેઈન્દ્રીય. ૩ તેંદ્રીય.
૪ ચૌન્દ્રીય. ૫ પચેન્દ્રીય.

૫ શરીર.

૧ ઔદારિક. ૨ વૈક્રિયિક. ૩ આહારક.
૪ તૈજસ. ૫ કાર્માણ.

૩ અંગોપાંગ.

૧ ઔદારિક. ૨ વૈક્રિયિક. ૩ આહારક.

૧ નિર્માણ. (સ્થાન અને પ્રમાણ.)

૫ બન્ધન.

૧ ઔદારિક. ૨ વૈક્રિયિક. ૩ આહારક.
૪ તૈજસ. ૫ કાર્માણ.

૫ સંઘાત.

૧ ઔદારિક. ૨ વૈક્રિયિક. ૩ આહારક,
૪ તૈજસ. ૫ કાર્મણ.

૬ સંસ્થાન.

૧ સમચતુરસ્ર. ૨ ન્યગ્રોધપરિમણ્ડલ.
૩ સ્વાતિ. ૪ કુબ્જક. ૫ વામન.
૬ હુણ્ડક.

૬ સંહનન.

૧ વજ્ર ઋષભ નારાચ સંહનન.
૨ ઋષભ નારાચ સંહનન.
૩ નારાચ સંહનન.
૪ અર્ધ નારાચ સંહનન.

૫ કીલિત સંહનન.
૬ અસંપ્રાપ્ત સૃપાટિક સંહનન.

૮ સ્પર્શ.
૧ કઠોર. ૨ કોમલ. ૩ ગુરૂ. ૪ લઘુ.
૫ રૂક્ષ. ૬ સ્નિગ્ધ. ૭ શીત. ૮ ઉષ્ણ.

૫ રસ.
૧ તિક્ત. ૨ કટુક. ૩ કષાય. ૪ આમ્લ.
૫ મધુર.

૨ ગંધ.
૧ સુગંધ. ૨ દુર્ગન્ધ.

૫ વર્ણ.
૧ કૃષ્ણ. ૨ નીલ. ૩ રક્ત. ૪ પીત.
૫ શુક્લ.

૪ અનુપૂર્વી.
૧ નરકાનુપૂર્વી. ૨ તીર્યંચાનુપૂર્વી.
૩ મનુષ્યાનુપૂર્વી. ૪ દેવાનુપૂર્વી.

૧ અગુરૂલઘુ. ૧ ઉપઘાત.
૧ પરઘાત. ૧ આતપ.
૧ ઉદ્યોત. ૧ ઉચ્છ્વાસ.

૨ વિહાયોગતિ.
૧ શુભ. ૨ અશુભ.

૧ પ્રત્યેક શરીર. ૧ સાધારણ શરીર.
૧ ત્રસ. ૧ સ્થાવર.
૧ સુભગ. ૧ દુર્ભગ.
૧ સુસ્વર. ૧ દુઃસ્વર.

| | |
|---|---|
| ૧ શુભ. | ૧ અશુભ. |
| ૧ બાદર | ૧ સૂક્ષ્મ. |
| ૧ પર્યાપ્તિ. | ૧ અપર્યાપ્તિ. |
| ૧ સ્થિર. | ૧ અસ્થિર. |
| ૧ આદેય. | ૨ અનાદેય. |
| ૧ યશઃકીર્તિ. | ૧ અયશઃકીર્તિ. |
| ૧ તીર્થંકર. | |

VII ૨ **ગોત્ર કર્મ**: જેણે કરી ઉંચ નીચ શબ્દે કરી બોલાવાય તે કર્મ.

૧ ઉચ્ચ. ૨ નીચ.

VIII ૫ **અંતરાય કર્મ**: જેણે કરી દાન ભોગાદિ લબ્ધિ નાશ પામે તે કર્મ.

૧ દાન. ૨ લાભ. ૩ ભોગ.
૪ ઉપભોગ. ૫ વીર્ય.



# શબ્દકોષ.*

**અ**કૃતાગમ દોષ—જેણે જે કર્યું નથી તેને તેનું ફળ મળે તે દોષ.

અઘાતિ કર્મ—આત્માના સ્વાભાવિક સ્વરૂપનો (સ્વગુણ ને સ્વપર્યાયનો) પ્રતિરોધ જે કર્મથી ન થઇ શકે તેવાં કર્મ. ( આઠ કર્મમાંના ૧ વેદનીય, ૨ આયુષ્ય, ૩ નામ, અને ૪ ગોત્ર એ ચાર કર્મને અઘાતિ કર્મ કહે છે. )

અઘાતિ કોટિ—અઘાતિ કર્મનો સમુહ; અઘાતિ કર્મનો વર્ગ.

અઘાતિ વર્ગણા—અઘાતિ કર્મનો સમુહ.

અધીન—તાબામાં; તાબે; વશ.

અનંતજ્ઞાન—વિશુદ્ધ આત્માને લોક અને અલોકનું યથાર્થ અને સંપૂર્ણ સ્વરૂપ જે જ્ઞાનથી અનુભવવામાં આવે તે જ્ઞાન; જડ અને ચેતન દ્રવ્યોનું સંપૂર્ણ

---

* આ લઘુ પુસ્તક જનસમુદાયને વધુ ઉપયોગી થાય એવી અંતઃપ્રેરણાથી આ પુસ્તકમાં આવેલા કઠિન અને જૈન પરિભાષાના શબ્દોનો કોષ શ્રીયુત પ્રાણજીવન મોરારજી શાહે અતિ પરિશ્રમપૂર્વક તૈયાર કરી આપી સોસાઇટીને ઉપકૃત કરેલ છે.

અને સત્ય જાણપણું જે જ્ઞાનથી થાય તે જ્ઞાન; પૂર્ણ પરમાર્થ જ્ઞાન; કેવળજ્ઞાન.

આવું જ્ઞાન અનંત તીર્થંકરો, કેવળીઓ અને સિદ્ધને હોય. હાલનું સાયન્સ તો મન અને ઈંદ્રિયથી જેટલું જાણી શકાય તેટલું પણ નથી, તેમ ચોક્કસ પણ નથી. દેશ, કાળ અને કાર્ય કારણ (Space Time Causation)ના નિયમથી બાધા ન પામે તેવું નિરપેક્ષ (Absolute) જ્ઞાન.

અનંતભાવ સુખ—સ્વસ્વરૂપમાં રમણ કરવાનું જે મહાન સુખ વિશુદ્ધ આત્મામાં હોય છે તે.

અનંતવીર્ય—વિશુદ્ધ આત્મામાં જે અપાર સામર્થ્ય રહેલું છે તે.

અનાત્મા—જડ દ્રવ્ય; અજીવ પદાર્થ.

અનાવરિત—નહિં ઢંકાએલ; છવાયેલ નહિ.

અનુદય—ઉદયમાં ન આવવું તે; સત્તા.

અનુપયોગ—ઉપયોગ રહિત સ્થિતિ; પ્રમાદ દશા.

અનુપરંજિત—નિર્મોહિત; તટસ્થ; કર્મનો બંધ ન પડે તેવું; ન રંગાયેલું; હર્ષશોક રહિત; રાગદ્વેષ રહિત.

અનુરંજન—રાગાદિથી આસક્ત થવું તે; રાગ દ્વેષયુક્ત થવું તે.

અનુરંજિત—હર્ષ શોકથી રંગાયેલું.

અનુરૂપ—મળતું; અનુસાર.

અંતરાયકર્મ—જે પુદ્દગળ કર્મને લીધે આત્માની પાસે અનાદિથી રહેલ અનંત આત્મિક શક્તિ ઢંકાઈ ગયેલી છે તે પુદ્દગળ કર્મ.

અંશ—ભાગ.

અંતિમ—છેલ્લું.

અંતિમ નિર્વાણ—છેક છેડેનું ભવિષ્ય.

અપકર્ષણ—ન્યૂનતા; યોગ અને કષાયના નિમિત્તથી કર્મના બહુત્વનું અલ્પત્વ કરવું તે; કર્મ પ્રકૃતિના અનુદય કાળમાં સ્વસત્તાવડે આત્મા કર્મની ન્યૂનતા કરે છે તે.

અપેક્ષા—૧ જરૂર, ગણતરી; ૨ રીતિ; ૩ ઇચ્છા.

અભવ્ય—કોઇપણ કાળે સંસારી જીવ.

અભિન્નપણું—સંયમ; ઉપયોગ; સજાગ અવસ્થા.

અમોઘ—સફળ; રામબાણ.

અવકાશ—તક; પ્રસંગ; અનુકૂળતા.

અવગાહ—વિસ્તાર, માપ, કોઇ જગામાં સમાવું તે.

અવલંબવું—આધારે રહેવું; આશ્રયે રહેવું.

અવશેષ—બાકીનું; બાકી.

અવસ્થા વિશેષ—અમુક પ્રકારની અવસ્થા.

અવ્યક્ત—અસ્પષ્ટ; અપ્રગટ.

અવિરોધ—વિરોધરહિત; દોષરહિત.

અવિશેષ પરિણામ—સ્વાભાવિક ભાવ; હમેશનો સામાન્ય સ્વભાવ.

અસંદિગ્ધ પ્રમાણ—ચોક્કસ પ્રમાણ.

અસંભવ—અપ્રાપ્તિ; ન બનવું તે; અશક્યતા; થવાનો જોગ ન બનવો તે.

અસંયમીપણું—સંયમ રહિત સ્થિતિ.

અર્થાત્—એટલે કે; સારાંશ કે; તાત્પર્ય એટલું જ કે.

અનુભાગ બંધ—કષાયને લીધે કર્મની પ્રકૃતિમાં પડતા તીવ્ર કે મંદરસનો બંધ; કર્મની ફળપ્રદાન શક્તિનો બંધ.

અનુપરંજિત ભાવવિશેષ—તટસ્થ વૃત્તિ; અનુભાવ બંધ રહિત વૃત્તિ; માધ્યસ્થ વૃત્તિ; હર્ષ શોક રહિત સ્વભાવ.

અવાંતર સત્તા—એક દ્રવ્યનું અસ્તિત્વ; મહાસત્તાની પ્રતિપક્ષી સત્તા; ઉત્પાદ, વ્યય ને ધ્રુવ એ ત્રણ લક્ષણવાળી નહી એવી, અનેક, એક દ્રવ્યમાં રહેનારી, એક સ્વરૂપી, અને એક પર્યાયવાળી જે સત્તા તે; એક એક પદાર્થના સ્વરૂપમાં નિશ્રિત વિશેષ રૂપે રહેનારી તે.

સમસ્ત જગતમાં બે સત્તા છે. ૧ મહાસત્તા તે સામાન્ય સત્તા, ૨ અવાંત્તર સત્તા તે વિશેષ સત્તા. એ બંને એક રીતે પ્રતિપક્ષી છે,

અને બીજી રીતે એકજ છે, ભિન્ન નથી. કારણ કે વિશેષ એ સામાન્યમાં જ સમાય છે. સત્તાનો અર્થ ભાવ અથવા અસ્તિત્વ કરવો.

અપરિણામી—પરિણામ રહિત.

અવકાશ—સ્થાન; જગ્યા.

આખ્યાયિકા—આખ્યાન; કથા.

આગમ—૧ આવવું તે; આગમન. ૨ શાસ્ત્ર.

આડંબર યુક્તિવાળો—કપટથી ભરેલો; ખોટો ને સ્વાર્થી ભભકો.

આત્મ પ્રદેશ—આત્માનો સૌથી નાનામાં નાનો ચેતનામય વિભાગ. ( એક આત્મામાં તેવા અસંખ્યાત પ્રદેશ હોય છે; સૌ આત્મામાંના દરેક આત્માના આત્મપ્રદેશ સરખા અને ગણતરીએ અસંખ્યાત હોય છે. )

આત્મબંધ પરિણામે—આત્માની સાથે પડતા કર્મ બંધના ફળ પ્રમાણે.

આત્યંતિક ક્ષય—સંપૂર્ણ નાશ.

આયુષ્ય કર્મ—જે પુદ્‌ગળ કર્મને લીધે આત્માની પાસે અનાદિ કાળથી રહેલી અક્ષય આયુષ્યની સ્થિતિ ઢંકાઈ ગયેલી છે તે પુદ્‌ગળ કર્મ; જે કર્મ વડે આત્માને દેહમાં રોકાવું પડે છે તે કર્મ.

આશય—હેતુ; ઉદ્દેશ.

આસક્તિ—ચીકાશથી બંધાવું તે, વળગણ; તીવ્ર રાગ; સ્નિગ્ધતા.

આસવ—પીવાનો દારૂ; મદિરા.

આસ્રવ—શુભ કે અશુભ કર્મનું આવવું તે; પુણ્ય અને પાપ બન્ને આસ્રવ છે.

આગંતુક—અચાનક આવનાર.

આરોપ કરવો—ની ગોઠવણ કરવી; સંસ્થાપન કરવું; સ્થાપવું.

ઈતર—બીજું.

ઇષ્ટ—યોગ્ય; ઇચ્છવા જોગ.

ઇંદ્રિયાતીત—ઇંદ્રિયોની શક્તિ જ્યાં પહોંચે નહિ તેવું; ઇંદ્રિયોથી અગ્રાહ્ય; ઇંદ્રિયોથી પર.

ઉત્કર્ષણ—આધિક્ય; યોગ અને કષાયના નિમિત્તથી કર્મના અલ્પત્વનું બાહુલ્વ કરવું તે; કર્મ પ્રકૃતિના અનુદય કાળમાં સ્વસત્તા વડે આત્મા કર્મની અધિકતા કરે છે તે.

ઉત્તર પ્રકૃતિ—પેટા પ્રકૃતિ.

ઉદય—કર્મની ક્રિયમાણ સ્થિતિ; કર્મની ફલાભિમુખ સ્થિતિ; કર્મનું ફળ આપવાની તૈયારીમાં આવવું તે; કર્મનો વિપાક; ( વેદાંતમાં એને ક્રિયમાણ કહે છે ).

ઉદયકાળ—ઉદય થવાનો સમય.

ઉદયમુખ—ઉદયમાન; ફળ આપવાને તૈયાર થતું.

ઉદયાભાવી ક્ષય—ઉદય આવ્યા પહેલાં સત્તામાં ને સત્તામાં કર્મનો ક્ષય કરવો. ( કર્મના સંક્રમણનો એક પ્રકાર છે ).

ઉદ્ધાર—ઉગરવું તે; કર્મથી બચવું તે.

ઉપચાર—આરોપ ( Imputation )

ઉપયુક્ત—વ્યાજબી; યોગ્ય.

ઉપયોગ—સ્વભાવ પરિણામરૂપ અવસ્થા.

ઉપેક્ષા—અવગણના; અનાવશ્યકતા; ત્યાગ.

ઉપસ્થિત—પ્રાપ્ત; આવી મળેલું; બનેલું.

ઉપસ્થિતિ—પ્રાપ્તિ; આવી મળવું તે; બનવું તે.

ઉભય—બન્ને.

ઉદયભાવ—ઉદયની અસર; ઉદય પરિણામ.

ઉદયપણું—ઉદયભાવ; ઉદયમાં વર્તવું તે.

ઉર્ધ્વગામી પંથ—ઉંચે જવાનો માર્ગ.

એક ક્ષેત્રાવગાઢપણું—એકજ જગામાં અનેક વસ્તુઓનો સમાવેશ; પરસ્પર એકમેક થઇને રહેવું તે.

એક ક્ષેત્રવ્યાપી—એકજ જગામાં આવેલું; એક ક્ષેત્રાવગાહી.

એક દેશીય—એક રીતે લાગુ પડતું.

એકાંત—નિશ્ચયપૂર્વક; માત્ર એકજ દૃષ્ટિબિંદુવાળું.

ઔપાધિક—ઉપાધિવાળો; કર્મરૂપી ઉપાધિ સહિત.

ઔપાધિક ભાવ—કર્મ પુદ્દગળની અસરને ઉપાધિ કહે છે તે ઉપાધિ સહિત ભાવ તે; કર્મથી છવાયેલા આત્માનો ભાવ; સ્વાભાવિક ભાવથી ભિન્નભાવ; વિભાવ.

કફોડી—ગુંચવણવાળી; અટપટી; મુંઝવણવાળી.

કર્મ—પુદ્દગળ; આત્માના રાગ દ્વેષાદિક પરિણામોથી પુદ્દગળ સ્કંધનો બંધ થવો તે.

કર્મના આગમજન્ય—તે તે કર્મનો શુભાશુભ સમુહ આવે તેમાંથી ઉત્પન્ન થતું; (જેવાં જેવાં કર્મનો સમુહ આવી આત્મા સાથે એકત્ર થયો હોય છે અને પછી તે તે કર્મોના ઉદય સમયે તેવાં તેવાં સાંસારિક સુખો ને દુઃખો અનુભવાય છે, તે સુખો ને દુઃખો કર્મના આગમજન્ય કહેવાય છે.)

કર્મના ક્ષયોપશમ જન્ય—સત્તામાં રહેલાં કર્મોનો ક્ષય કરવાથી અથવા ઉપશમાવવાથી (શાંત કરવાથી) ઉત્પન્ન થતું; કર્મના ક્ષયોપશમથી ઉપજતું.

જ્ઞાન શક્તિ, દર્શન શક્તિ વગેરે આત્માના નિજગુણો કર્મના આગમથી ઉપજતા નથી પણ કર્મના ક્ષયોપશમથી ઉપજે છે.

કર્મની અનુદય સ્થિતિ—સત્તામાં રહેલાં કર્મની સ્થિતિ.

કર્મની ફળગામિની શક્તિ—આત્મિક ગર્ભમાં રાગ-દ્વેષના સામર્થ્યવાળા કર્મની ફળ આપનારી જે

શક્તિ રહેલી છે તે; કર્મ ફળપ્રદાન શક્તિ; અનુભાગ બંધનું કાર્ય.

કર્મની રેખ—કર્મનું ફળ; કર્મનો ઉદય.

કર્મની રેખ પર મેખ—અનુદય સ્થિતિમાં જ કર્મ ભોગવી લેવાં તે; કર્મનાં ફળનો ઉદય ન થવા દેવો તે.

કર્મની વર્ગણા—કર્મનો સમુહ.

કર્મપ્રદેશ વિસ્તાર—કર્મનાં પુદ્ગળના પ્રદેશનો ફેલાવો.

કષાય—આત્મામાં મોહના ઉદયથી ક્રોધ, માન, માયા અને લોભરૂપી વિભાવ પર્યાય ઉપજવો તે; આત્માના સમ્યકત્વનો અને સ્વરૂપાચરણરૂપી ચારિત્રનો જેનાથી રોધ થાય તેવા વિભાવ પરિણામ.

કાળલબ્ધિ—અમુક કાળની પ્રાપ્તિ; અમુક સમયનું આવી મળવું; અવસર આવવો.

કાળક્ષેપ—વખત ગુમાવવો; સમય ખોવો.

કાર્યકર—હેતુ સાધનાર; કરવા યોગ કરનાર.

ખંજર—એક જાતનું લોઢાનું જમૈયા કે કટાર જેવું હથિયાર.

ગુણ—દ્રવ્યનો મૂળ ધર્મ; દ્રવ્યનો અનાદિ અનંતકાળ

લગીનો કુદરતી સ્વભાવ. આ ગુણ દ્રવ્યમાં સદા અખંડ એક સરખો રહેલો હોય છે.

ગુણસ્થાનક (દશમ)—જૈનશાસ્ત્રમાં આત્માની ક્રમશઃ ઉચ્ચ દશા બતાવવા જે ૧૪ શ્રેણી ( ભૂમિકા ગુણ સ્થાનક ) છે તેમાંનું ૧૦ મું જેને સૂક્ષ્મ સંપરાય ગુણસ્થાનક કહે છે તે.

ગુપ્ત વિદ્યા—આત્મા સંબંધી જ્ઞાન; સત્ય અને પરમાર્થ જ્ઞાન, કર્મના ઉદય વખતે આત્માને અનુપરંજિત ભાવમાં રાખવાની વિદ્યા; બ્રહ્મવિદ્યા.

ગોત્રકર્મ—જે પુદ્ગળ કર્મને લીધે આત્માની પાસે અનાદિથી રહેલ અગુરૂ લઘુ ગુણ ઢંકાઇ ગયેલો છે તે પુદ્ગળ કર્મ; જે કર્મ વડે આત્માને નીચ અને ઉંચ કુળ પ્રાપ્ત થાય તે કર્મ.

ઘટના—ગોઠવણ.

ઘાત—હણાયેલું.

ઘાતિ કર્મ—આત્માના સ્વાભાવિક સ્વરૂપનો (સ્વગુણ ને સ્વપર્યાયનો ) ઘાત કરનારાં કર્મ. ( આઠ કર્મમાંનાં ૧ જ્ઞાનાવરણીય, ૨ દર્શનાવરણીય, ૩ મોહનીય, ૪ અંતરાય; એ ચાર કર્મ ઘાતિ કર્મ છે. )

ચિરસ્થાયી—ઘણો લાંબો કાળ રહે તેવું.

ચ્યુત—પડેલું; ભ્રષ્ટ થયેલું.

ચેતના—આત્મિક શક્તિ; આત્મિક ઉપયોગ.

જડપિંડ—સ્થૂળદ્રવ્ય.

જડવર્ગણા—કર્મવર્ગણા; કર્મપુદ્‌ગળનો સમુહ.

જનક—પિતા; ઉપજાવનાર.

જૈન દર્શન—જૈનશાસ્ત્ર; જે તત્ત્વ વ્યવસ્થાને અનુસરવાથી રાગદ્વેષ ઉપર જય મેળવી શકાય છે તે તત્ત્વ વ્યવસ્થા.

જૈનપરિભાષા—જૈન ધર્મનાં શાસ્ત્રોની ભાષા; જૈન સાહિત્યની ભાષા.

તક—પ્રસંગ; નિમિત્ત.

તત્પ્રાયોગ્ય—તે સંજોગથી ઉત્પન્ન થતું; તત્પ્રવૃત્તિજન્ય; તે પ્રસંગને લગતું.

તદંતર—તે ઉપરાંત બીજું.

તર્કવિતર્કના તાંતણા (મનના)—મનમાં થતા અવનવા તરંગો; મનોયોગનું ચાંચલ્ય; ન્યૂનાધિકપણું; તફાવત.

તીર્થ—તરવાનું સ્થાન; (જૈન દર્શનમાં તરવાનાં સ્થાન ૪ છે. સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા, એ ચારના સમુહને સંઘ કહે છે. )

તીર્થંકાર—તીર્થંકર; તીર્થ સ્થાપનાર કેવળજ્ઞાની મહાપુરુષ.

તીવ્ર—આકરો; ઉગ્ર; પ્રબળ.

તૃણવત્—તણખલાની પેઠે; પરવશ.

દર્શન—શાસ્ત્ર.

દર્શન—શ્રદ્ધા; સમ્યકત્વ; દ્રઢ અનુભવથી પ્રગટતો તત્ત્વ સંબંધી નિશ્ચય.

દળીઆં—દળ; થર; સમુહ.

દેશ—સ્કંધનો એક ભાગ; જેમાં ઓછામાં ઓછા બે પ્રદેશ પણ જોડાયેલા હોય.

દૈવાધિનપણું—અનભિજ્ઞપણું; કર્માધિનતા.

દોષાપત્તિ—ભૂલની અડચણ; દોષની પ્રાપ્તિ.

દ્રવ્ય—ગુણોનો અથવા લક્ષણનો સમુહ; જે પોતાના ભાવ અને પર્યાયને દ્રવે છે તે પદાર્થ; જે પદાર્થ પોતાના ગુણ અને સત્તાથી અખંડ પ્રવર્તે છે તે.

દ્રવ્યબંધ—આત્માની સાથે જે કર્મવર્ગણા એક રૂપ થઇને રહી છે, તે કર્મવર્ગણામાં ભાવ કર્મના નિમિત્ત વડે નવાં પુદ્ગળ કર્મનું આકર્ષાઇને ચોટવું તે. ( આ બંધ રૂપી છે અને તે પૂર્વે બંધાયેલી રૂપી કર્મ વર્ગણામાં એક ક્ષેત્રાવગાહપણે મળી જાય છે ).

દ્રવ્યકર્મ—દ્રવ્ય કર્મના ઉદયના નિમિત્તથી આત્માનાં રાગદ્વેષરૂપ, રાગાદિક ભાવ કર્મના બળ પ્રમાણે જે નવાં કર્મ આત્મા પ્રતિ આકર્ષાય છે અને તેમાં ભળી જાય છે તે. ( આ દ્રવ્ય કર્મના સમુહથી બનેલું કાર્મણ શરીર છે. )

દ્રષ્ટિ બિંદુ—અમુક અવસ્થાએ સ્થિર રહીને અવલો-
કન કરવું તે.

દ્રવ્યાશ્રિત પરિણમન દ્રષ્ટિ—આત્મા પોતે પોતાના જ
આશ્રયથી થતા ભાવ કર્મના પરિણામે ભાવબંધનું
પરિણામ પામે છે તે વિચારણા.

ધ્વંસ—નાશ.

**નામ** કર્મ—જે પુદ્ગળ કર્મને લીધે આત્માની પાસે
અનાદિકાળથી રહેલ અમૂર્તિ ગુણ ઢંકાઈ ગયેલો
છે તે પુદ્ગળ કર્મ; જે કર્મવડે આત્માને અમુક
ગતિ, અમુક જાતિ અને અમુક શરીર વગેરે ધારણ
કરવાં પડે છે તે કર્મ.

નિકૃષ્ટ—નીચું, હલકું, ખરાબ.
નિમિત્ત—સંજોગ, કારણ, હેતુ.
નિમિત્તભૂત—સાહાય્યભૂત, કારણરૂપ, સહકારી.
નિયંતા—નિયમમાં રાખનાર, યોજના કરનાર.
નિરાવરણ—આચ્છાદન રહિત; આવરણ રહિત.
નિર્વાહન—ચાલુ રાખવું; ચાલુ ધારણ કરવું.
નિશ્ચય દૃષ્ટિ—નિશ્ચયનયઃ સંપૂર્ણ અને અખંડ ગુણથી
વિચારણા ; નિરપેક્ષ વિચારણા ; એકાંત દૃષ્ટિ.

નિશ્ચયનય—વિચારણાના મુખ્ય બે ભેદમાંનો એક; જે
વિચારણા સદા એકજ પ્રકારની રહે તે સંપૂર્ણ

શુદ્ધ અને અખંડ વિચારણા; નિરપેક્ષ વિચારણા; સ્વાભાવિક ગુણની વિચારણા; નિશ્ચય દૃષ્ટિ

મુખ્ય બે નય. ૧ નિશ્ચય ને ૨ વ્યવહાર. વળી ૭ નય પણ છે, તેમાં છેલ્લો એવંભુતનય તે નિશ્ચયનય છે. બાકીના ૬ વ્યવહાર નયના વર્ગમાં છે.

નિસર્ગ સિદ્ધ—સ્વભાવથીજ ચોક્કસ ને અક્ષય છે તેવું સ્વાભાવિક.

નિઃસત્વ—સત્વહીન ; ખોખરૂં.

નૈમિત્તિક—નિમિત્તની અસરથી આવી મળેલું.

નોકર્મ—ભાવ કર્મ ને દ્રવ્ય કર્મને આધાર આપનાર સ્થાનને નોકર્મ કહે છે.

નિષ્પન્ન—સિદ્ધ થયેલું; યુકત; પ્રાપ્ત.

નિરોધ—અટકાવ; પ્રતિબંધ; નિગ્રહ.

નિયામક—નિયમમાં રાખનાર; નિયંતા.

નિશ્ચયબંધ—આત્માનું રાગ દ્વેષરૂપ પરિણામ તે; ભાવબંધ.

પરભાવ—જે ભાવ નિજ ગુણથી ભિન્ન હોય તે ભાવ; વિભાવ.

પરમપુરૂષ—મહાન્ આત્મા; મહાત્મા; વીર્યવાન આત્મા.

પરમપુરૂષાર્થ—કેવળજ્ઞાની થવાનો પ્રયત્ન; ઉત્કૃષ્ટ પુરૂષાર્થ; મહાન પરાક્રમ; સત્ય પ્રયાસ.

પરમસ્થાન—મોક્ષસ્થાન; શિવપુર.

પરાસ્ત—હારેલું; પરાભવ પામેલું.
પરિણમન—જુદી અવસ્થાને પામવું તે.
પરિણમનરૂપ કર્મ—પરિણામ પામવાનું કામ.
પરિણમાવનાર—જુદી અવસ્થામાં બદલી નાખનાર.
પરિણામ—અવસ્થાંતર; ફળ, ભાવ, અસર.
પરિણામ વિશેષ—કોઇ ખાસ એક પરિણામ.
પરિણામી—પરિણામ પામનારો, પરિણમવાની ક્રિયાનો
  કર્તા (આ સ્થળે આત્મા).
પરિણામીનું પરભાવમાં પરિણામ પામવું—આત્માનું
  સ્વભાવસિદ્ધ કાર્યમાંથી વિભાવમાં પરિણમવું.
પરિવર્તનશીલ—ફેરફાર પામવાની યોગ્યતાવાળું.
પરિહાર—ત્યાગ; દૂર કરવું તે.
પર્યવસાન—સમાપ્તિ.
પર્યાય—દ્રવ્યની સ્થિતિમાં ફેરફાર થવો તે; આ પર્યાય
  બે પ્રકારના છે. ૧ સ્વભાવપર્યાય, ૨ વિભાવપર્યાય.
પુનરૂક્તિ દોષ—એકની એક વાત ફરી ફરીને કહેવાનો
  કે લખવાનો દોષ.
પુરૂષાર્થની સિદ્ધિ—મહાન્ પરાક્રમની કાર્ય સફળતા;
  પુરૂષાર્થની સફળતા.
પુરૂષવર્ય—પુરૂષોમાં ઉત્તમ.
પૂર્વબદ્ધ—પૂર્વે બાંધેલું, ભૂતકાળમાં એકઠું કરેલું.
પૂર્વાપર—આગળ પાછળ.

પોષક—પોષણ આપનાર.
પ્રકંપ—આંદોલન; હીલોળા; મોજાં.
પ્રકૃતિબંધ—કર્મનો સ્વભાવરૂપે બંધ; કર્મના સ્વભાવનો બંધ. ( કર્મની એવી પ્રકૃતિ ૧૪૮ છે. )
પ્રચંડ—અતિ ઉગ્ર; અતિ તીવ્ર.
પ્રતારણા—કપટ જાળ; છળ.
પ્રતિકાર—વારણ; અસરથી મુક્ત કરવાનો ઉપાય.
પ્રતિધ્વનિત—સામા હીલોળાવાળું.
પ્રતિભાસ—સામાન્યપણે નિરીક્ષણ.
પ્રદેશ—સ્કંધનો સૌથી નાનામાં નાનો ભાગ જે તે સ્કંધ સાથે જોડાયેલો હોય તે.
પ્રદેશબંધ-કર્મના દળનો વિસ્તારરૂપે બંધ; કર્મનું અલ્પત્વ કે બહુત્વ; કર્મના પ્રદેશનો વિસ્તાર.
પ્રદેશ વિસ્તાર—જગ્યાનું મન; સ્થળની લંબાઇ, પહોળાઇ, ઉંચાઈ; જગ્યાનો ફેલાવો.
પ્રભાવ—શક્તિ; બળ.
પ્રમાદ—ક્રોધ, માન, માયા, લોભરૂપ આત્માના વિભાવ પરિણામોથી વિશુદ્ધ ચારિત્રના પાલનમાં થતી બેદરકારી; સ્વરૂપની અસાવધાનતા.
પ્રલય—પૃથ્વી પર જળ, અગ્નિ, વાયુ વિગેરેથી આવતી મોટી આફતનો સમય.
પ્રલોભન—લાલસા; લાલચ; બળવાન નિમિત્ત; કર્મનો બળવાન ઉદય.

પ્રવર્તન—પરિણમન; અસરમાં રહેવું તે.
પ્રવૃત્તિ વિશેષ—કોઇ એક ખાસ પ્રવૃત્તિ.
પ્રાકટ્ય—પ્રકટપણું; ખુલવટ.
પ્રાકૃત દ્રષ્ટિ—સ્થૂળ દ્રષ્ટિ; સામાન્ય જનસમાજની વિચારશક્તિ; વિવેકશૂન્યતા.
પ્રાકૃત સમાજ—ઉચ્ચ સંસ્કાર વિનાનો જન સમાજ.
પડવાઇ—કર્મની બહોળતાએ શુદ્ધ ધર્મથી ઉતરી ગયેલો; કર્મવશે સત્યથી ચૂકેલો; યોગ ભ્રષ્ટ પુરૂષ; ઉદયને અધીનવર્તી; સત્યથી ચૂકેલો આત્મા.
પરમાર્થ દ્રષ્ટિ—પરમાર્થ માટેની વિચારણા; મોક્ષ-માર્ગની વિચારણા; આધ્યાત્મિક દ્રષ્ટિ.
પરમાર્થ પ્રદેશ—આત્મિક વિશુદ્ધ જ્ઞાનનો પ્રદેશ; અને-કાંત પ્રદેશ.
પરિણામી—પરિણામને ધારણ કરનાર; પરિણામ પામનાર; પરિણમનાર. [ પરિણામ, પરિણમન, પરિણામી એ ત્રણ શબ્દો તથા તે ત્રણને સ્વભાવ ને વિભાવ શબ્દ લગાડતાં થતા બીજા ૬ શબ્દો આધ્યાત્મિક વિષયના શ્રદ્ધાળુ અભ્યાસીને ખાસ સમજણપૂર્વક જાણવાના છે. છએ દ્રવ્ય પોતપોતાના સ્વભાવમાં સદા પરિણમે છે. વિભાવ પરિણમન તો ખરી રીતે જોતાં સંસારી આત્માનું અને પુદ્ગળ કર્મનુંજ છે; કારણ કે જીવનો પુદ્-

ગળ કર્મ સાથેનો અનાદિ સંબંધ છે, એવો સંજોગ બીજાં ચાર દ્રવ્યોનો આત્મા સાથે નથી. ]

પરિણામીપણું—પરિણામ પામવાનું કાર્ય.

પાશબદ્ધ—ફાંસામાં બંધાયેલો; જાળમાં ગુંથાયેલો.

ફલાભિમુખ—ફળ આપવાને તત્પર; ઉદયમાં આવેલું.

ફલિત થવું—સાર નીકળવો.

ફળદાન શક્તિ—અનુભાગબંધ.

ફળ નિયામક—ફળની વ્યવસ્થા કરનાર; ફળના નિયમનો રચનાર.

ફળ પ્રદાત્રી સત્તા—ફળ આપનારી સત્તા; કર્મનો અનુભાગ બંધ.

બંધ—આત્માને બીજા પદાર્થોમાં એકપણાનું ભાન કરાવનાર સંબંધ.

બંધક પરિણામ—કર્મનો બંધ પાડે એવી અસર.

બાહુલ્ય—વિશેષ જોર; બહોળતા; અધિકતા; આધિક્ય; બહુલપણું.

ભવ્ય—કોઇ કાળે સમ્યક્ જ્ઞાન, દર્શન, ચારિત્ર પામવાની યોગ્યતાવાળો સંસારી જીવ.

ભસ્મીભૂત કરવું—સત્વહીન કરવું; બાળીને રાખ જેવું કરવું, ખાખ કરવું.

ભાવ કર્મ—શુભ અને અશુભ પ્રસંગ આવી મળે ત્યારે સકર્મા આત્માના જે અશુદ્ધ પરિણામ

થાય છે તે; સક્રર્મો આત્માનો નવાં કર્મને ખેંચ વાનો રાગાદિક જે ભાવ તે; દ્રવ્ય કર્મના ઉદય ટાણે ઉપજતા નિમિત્તમાં રહેતી આસક્તિ, ચિત્તનો ભ્રમ, અશુદ્ધ ને અરૂપી પરિણામ; પરભાવી પરિણામ.

ભાવના—વિચારણા; દષ્ટિ; ચિંતવણા.

ભાવના ગ્રાહ્ય અરૂપી સ્વરૂપ—સૂક્ષ્મ વિચારણાથી જે કળ્યામાં આવે તેવું અરૂપી સ્વરૂપ; આત્મા અગર આત્માના ભાવબંધનું સ્વરૂપ.

ભાવબંધ—આત્માના યોગ અને કષાયરૂપ ભાવો; દ્રવ્ય કર્મની સામગ્રી; આત્માનો અશુદ્ધ ઉપયોગ પરિણમતાં તે ઉપયોગ વડે જે બંધ પડે છે તે; આત્માનું તેમાં રહેલા કષાયને લીધે વિભાવમાં પરિણમવું તે; ( એ પ્રમાણે પરિણામીપણું પામવું એ આત્માનો અનાદિનો સ્વભાવ છે, તે સ્વભાવથી તેને મુક્ત કરવો એ જ મહાન્ આશય છે. આ બંધ અરૂપી છે અને તે નવાં પુદ્ગળ કર્મો ખેંચવાનું નિમિત્ત છે. )

ભૌતિકતનું—ભવ ધારણ શરીર; સંસારી જીવનું શરીર; સ્થૂળ શરીર.

મજ્જા—હાડકાંનો માવો; અથવા માંસનું સત્વ; જેમાંથી વીર્ય ઉત્પન્ન થાય છે તે.

મંત્રસિદ્ધ પુરૂષ—દેવાદિકની સાહાય્ય લઇને અથવા પ્રબળ આત્મિકશક્તિ વડે જેણે અમુક શબ્દોના સ્મરણ કે ઉચ્ચારણનું સામર્થ્ય હસ્તગત કરેલું છે એવો પુરૂષ; કોઇ કાર્યની સિદ્ધિ થાય તેવા ગુપ્ત વાક્યનું સામર્થ્ય જેણે પ્રબળપણે હાથ કર્યું છે તેવો પુરૂષ.

મહાભાગ—સદાચાર સંપન્ન; મહાભાગ્યશાળી.

મહાસત્તા—વિશ્વ વ્યાપી અસ્તિત્વ; જે અસ્તિત્વ દરેક આત્માના ગર્ભમાં અગર વિશ્વનાં બધાં દ્રવ્યોના ભાવમાં ગર્ભિત છે તે. (વિશેષ વિસ્તારથી કહીએ તો ઉત્પાદ, વ્યય અને ધ્રૂવ એ ત્રણ લક્ષણવાળી સદા એક, બધાં દ્રવ્યોમાં રહેનારી, સર્વમય (સમસ્તરૂપ) અને અનંત પર્યાયવાળી જે સત્તા છે તે. સમસ્ત પદાર્થોમાં સામાન્ય રૂપથી વ્યાપ્ત છે તે સત્તા.)

માત્રા—પ્રમાણ.

મુંગે મોંએ માર ખાવો—આત્મા પોતાની અનંત સત્તાનો ઉપયોગ ન કરે, અને ઉદયમાન કર્મ (કે યોગ અને કષાય) તેને પરાધીન બનાવી નચાવે તેમ નાચવું તે.

મુમુક્ષુ—મોક્ષનો અભિલાષી.

મોક્ષ—ઉપાધિનો આત્યંતિક વિનાશ; આત્માનું

પોતાના ગુણમાં અખંડ વર્તવું તે; આત્માની સર્વ કર્મથી અખંડ મુક્તિ.

મોક્ષના હેતુની સાધક—મોક્ષ માર્ગનું કાર્ય સિદ્ધ કરનાર; મોક્ષ પ્રાપ્તિના કાર્યને પામનાર.

મોહનીય કર્મ—જે પુદ્‌ગળ કર્મને લીધે આત્માની પાસે અનાદિથી રહેલું સમ્યક્‌ત્વ અને ચારિત્ર્ય ગુણો ઢંકાઇ ગયેલ છે તે પુદ્‌ગળ કર્મ; કષાયરૂપ વિભાવમાં જે કર્મ વડે આત્મા આસક્ત થાય છે તે કર્મ.

યથાર્થ અવકાશ—જેવો જોઇએ તેવો પ્રસંગ; સત્ય જોગવાઇ.

યુગલપણું—જોટો; જોડ.

યોગ—પ્રકૃતિ બંધ અને પ્રદેશ બંધનો નિયામક, મન વાણી અને શરીરના નિમિત્તથી આત્માના પ્રદેશોનું ચંચળ થવું તે.

યોગ પ્રવૃત્તિ—યોગમાં જોડાવું તે.

યોજાવું—જોડાવું.

રમણ—રમવું તે.

રાગભાવ—મોહદશા; મોહભાવ.

રૂચક પ્રદેશ—શરીરધારી દરેક આત્માના અસંખ્યાતા પ્રદેશમાંના બરોબર મધ્યના જે આઠ પ્રદેશ, કર્મ મળથી રહિત હોઇને, સદા વિશુદ્ધ રહે છે

તે આઠ આત્મપ્રદેશ. (આ આઠ આત્મપ્રદેશને રૂચક પ્રદેશ કહે છે. અનાદિથી આ આઠ રૂચક પ્રદેશ કર્માવરણથી રહિત છે.)

લય—નાશ; ક્ષય.
લૌકિક ભાવના—વ્યાવહારિક ભાવના; વ્યાવહારિક દ્રષ્ટિ; સ્થૂળ દ્રષ્ટિ.
વર્ગણા—સમુહ.
વસ્તુસ્થિતિ—વસ્તુના વિચારની સ્થિતિ; મૂળ ઉદ્દેશની સ્થિતિ; મૂળ અર્થની સ્થિતિ.
વાસ્તવમાં—ખરી રીતે; વસ્તુતઃ
વિકટ—મુશ્કેલ: ગુંચવણથી ભરેલું.
વિજેતા—વિજય મેળવનાર; ફ્તેહમંદ.
વિજ્ઞાન—હાલનું સાયન્સ, વ્યવહાર વિદ્યા; સ્થૂળ જગતને લગતું જ્ઞાન; સ્થૂળ જ્ઞાન; સ્થૂળ જગતના કાર્ય પ્રદેશનું જ્ઞાન; ઇંદ્રિય જ્ઞાન.
વિપુલ—મોટું, વિશાળ.
વિપુલ—બહોળો, મોટો.
વિભાવ—પરભાવ; દ્રવ્યનો અકુદરતી ગુણ; કોઇ પણ દ્રવ્યને બીજા દ્રવ્યની અસરથી તેના મૂળ ગુણ પર્યાય સિવાયની સ્થિતિ થાય છે તે સ્વભાવથી ભિન્નભાવ.
વિભાવ પર્યાય—દ્રવ્યની જે મૂળ સ્થિતિ છે તેમાં

બીજા દ્રવ્યની સાહાય્યથી ફેરફાર થવો તે; દ્રવ્યનું અસ્વાભાવિક લક્ષણ.

વિભાવ પરિણામ—સ્વગુણથી ભિન્નભાવમાં વર્તવાની સ્થિતિ.

વિભાવ પરિણામી—વિભાવની અસરવાળું; વિભાવના પરિણામથી વ્યાપ્ત.

વિમુગ્ધ—વિશેષે મુંઝાયેલો; વિમોહિત.

વિરોધી પરિણામ–પ્રતિપક્ષી અસર; અટકાવનારી અસર.

વિલય—નાશ.

વિવક્ષિત—પૃથક્ પૃથક્.

વિશિષ્ટ—યુક્ત.

વિશેષ પરિણામ—અસ્વાભાવિક પરિણામ; પરભાવમાં પરિણમવું તે; પરભાવી પરિણામ; વિશેષભાવ; સામાન્યથી જુદો ભાવ; આત્માનું વિભાવમાં પરિણમવું તે.

વિષય કરવું—હકીકત જાણવી.

વીર્ય—પરાક્રમ; પુરૂષાર્થ.

વીર્યવાન આત્મા—ઉપયોગવંત ને સમર્થ મહાત્મા; અપ્રમાદી ને પરાક્રમી આત્મા.

વેદનીય કર્મ—જે પુદ્ગળ કર્મને લીધે આત્માની પાસે અનાદિ કાળથી રહેલું અનંત અવ્યાબાધ આત્મિક સુખ ઢંકાઈ ગયેલું છે તે પુદ્ગળ કર્મ; નાનાં

પ્રકારનાં સાંસારિક સુખ દુઃખાદિની સામગ્રીનો સંયોગ જે કર્મ વડે થાય છે તે કર્મ.

વેદવું—ભોગવવું; અનુભવવું.

વૈચિત્ર્યપૂર્ણ—અજાયબીથી ભરેલું.

વ્યક્ત—સ્પષ્ટ; પ્રગટ.

વ્યતિકર—પ્રસંગ; બનાવ; બાબત.

વ્યતિકર વિશેષ—કોઇ એક ખાસ બનાવ.

વ્યવહારનય—વિચારણાના મુખ્ય બે ભેદમાંનો એક; અપેક્ષિત વિચારણા; જે વિચારણા સદા એકજ પ્રકારની ન રહે તે વિશેષ વિચારણા; ખંડ વિચારણા; વ્યવહાર દૃષ્ટિ.

વ્યક્તતા—સ્પષ્ટતા; ખુલવટ.

વ્યવહાર દૃષ્ટિ—વ્યવહારનય; વ્યવહારથી વિચારણા; સંપૂર્ણ અને અખંડ ગુણથી વિચારણા નહિ તે; અપ્રેક્ષિત વિચારણા; નિમિત્ત કે ઉપચારવાળી વિચારણા.

શિથિળ—નિર્બળ; ઢીલું.

શુક્ર—વીર્ય.

શુભાશુભ પ્રસંગોની ઉપસ્થિતિ—શુભ અને અશુભ દ્રવ્ય કર્મના ઉદયની પ્રાપ્તિ.

સંયમ—વ્રતપાલન; કષાયનિગ્રહ; મન વાણી અને કાયાના યોગોનું રોકવું અને ઇંદ્રિયોની વૃત્તિ ઉપર વિજય.

સંયમસિદ્ધ પુરૂષ—મનને ઇંદ્રિય પર વિજય મેળવનાર પુરૂષ; સંયમમાં દ્રઢ રહેનાર પુરૂષ.

સંયોગ સંબંધ—રૂપી ને અરૂપીનો સંબંધ; દ્રવ્ય કર્મનું પૂર્વબદ્ધ કર્મ વર્ગણાની પેઠે આત્મા સાથે એક-મેક થઇ જવું તે.

સંસારનું બીજ—કર્મ વર્ગણારૂપી બીજ. (જે બીજથી આત્મા વિશુદ્ધ છતાં અનાદિ કાળથી જન્મ મરણાદિ કરી પરિભ્રમણ કરી રહ્યો છે તે બીજ.)

સંસાર પરિભ્રમણ—સંસારમાં ચોતરફ વારંવાર જન્મ મરણરૂપે ભટકવું તે; ભવભ્રમણા.

સંસાર પરિભ્રમણના કાર્ય કારણ ભાવની સાંકળ—દ્રવ્ય કર્મનો ઉદય એ કારણ, અને તે દ્રવ્ય કર્મના ઉદયમાં આત્માની આસક્તિરૂપી જે ભાવકર્મ તે કાર્ય; અથવા આત્માના અશુદ્ધ અધ્યવસાય જે ભાવકર્મ તે કારણ, અને તે ભાવકર્મને લીધે નવાં કર્મનું ખેંચાણ તે કાર્ય. એ પ્રમાણે સંસારમાં પરિભ્રમણ કરાવનારી કાર્ય કારણ ભાવની સાંકળ.

સંકીર્ણ—સાંકડું બંધાયેલું; હદવાળું.

સંક્રમણ—ક્ષય કે રૂપાંતર; કર્મ પ્રકૃતિના અનુદય કાળમાં સ્વસત્તા વડે આત્મા કર્મનો સજાતીય એક ભેદ મટાડી અન્ય ભેદ કરે છે તે; ફળ આપ્યા વિના કર્મોનું અબાધા કાળમાં છૂટી જવું; ઉદયાભાવી

ક્ષય; ઉદય આવ્યા પહેલાં કર્મોનો ક્ષય કરવો તે; એક પ્રકારના કર્મનું બદલાઇને બીજા પ્રકારના કર્મરૂપે બની જવું તે.

સંઘર્ષ—સામી ટક્કર; સંઘટ્ટન.

સંજ્ઞા—નામ.

સત્તા—૧ શક્તિ, બળ, પરાક્રમ, વીર્ય, ૨ અધિકાર, ૩ કર્મની અનુદય સ્થિતિ.

સત્વહીન—બલહીન; નિર્બળ; અશક્ત; નિર્વીર્ય.

સત્યજ્ઞાન—પરમાર્થ જ્ઞાન; સૂક્ષ્મજ્ઞાન; આત્મિક જ્ઞાન; સુક્ષ્મસૃષ્ટિના કાર્ય પ્રદેશનું જ્ઞાન; મોક્ષની સ્થિતિ પ્રાપ્ત કરનારૂં જ્ઞાન; બ્રહ્મ વિદ્યા.

સમભાવ—તટસ્થ ભાવ; આસક્તિ રહિત સ્થિતિ; હર્ષખેદ રહિત દશા.

સમય પ્રબન્ધ કર્મ વર્ગણા—એક સમયે એકત્ર થયેલો કર્મ સમુહ; પ્રત્યેક સમયે ગ્રહણ થતો કર્મ દળ.

સમર્થન—પુરાવો આપવો તે; પ્રતિપાદન; પુષ્ટિ; "આ વસ્તુ આ પ્રમાણે જ છે" એવો નિશ્ચય કરવો તે; ટેકો આપવો.

સમાધિભાવ—આત્મભાવ; આત્મતત્ત્વની વિચારણાનું પરમ સુખ.

સંબોધેલું—જણાવેલું; કહી બતાવેલું; નામ આપેલું.

સશક્ત આત્મા—ઉપયોગવંત મહાત્મા; વીર્યવાન આત્મા; સમર્થ જીવાત્મા.

સહકારીપણું–સાથે હોવાપણું.

સહભાવી–સાથે રહેનાર.

સાક્ષાતપણું–પ્રગટપણું.

સામર્થ્ય વિશેષ–એક પ્રકારનું બળ.

સામાન્ય સ્વભાવને ભજવું–સામાન્ય સ્વભાવમાં પ્રવર્તવું; સામાન્ય સ્વભાવમાં તલ્લીન થવું; સામાન્ય સ્વભાવનું રટણ કરવું.

સુઘટિત–સારી વ્યવસ્થાવાળું; સુવ્યવસ્થિત.

સુપ્તાવસ્થા–કર્મની શક્તિનું સત્તામાં રહેવું તે; (કર્મની આવી સ્થિતિને વેદાંતમાં "પ્રારબ્ધ" કહે છે.)

સૂક્ષ્મ હિંસા—આંતરિક હિંસા.

સૂક્ષ્મ સૃષ્ટિ—આંતરિક જગત; ભાવજગત; પરમાર્થ જ્ઞાનનો કાર્ય પ્રદેશ; સત્ય અને ગુપ્ત વિદ્યાની સૃષ્ટિ.

સ્કંધ—દ્રવ્યનો નાનામાં નાનો ભાગ જેને પ્રદેશ કહે છે, તેવા અનેક પ્રદેશનો એકત્ર સમુહ; ખંધ.

સ્ખલન—પડી જવું; પતન.

સ્થિતિ—મુદત; આયુષ્ય.

સ્થિતિબંધ—કર્મનો સમય રૂપે બંધ; કર્મને રહેવાની મુદ્દત.

ॐ

સ્થૂળસૃષ્ટિ—સામાન્ય માણસ જોઇ જાણી શકે તે સૃષ્ટિ; બાહ્ય જગત્ વ્યવહાર સૃષ્ટિ; ઇંદ્રિયજ્ઞાન કે સાયન્સનો કાર્યપ્રદેશ.

સ્થૂળહિંસા—આત્માના બાહ્ય વેષ્ટનનો વિનાશ કરવો તે; બાહ્યહિંસા; મન વચનથી થતી હિંસા; યોગથી થતો આસ્રવ; હૃદયગત હિંસા; કષાયથી થતી આત્મહિંસા; દ્રવ્યહિંસા; બાહ્યયોગ પ્રવૃત્તિ; ભાવહિંસા.

સ્નિગ્ધ—ચીકણું; આસકત.

સ્નિગ્ધ રૂક્ષાભાવ—તીવ્ર કે મંદરસની અસર; ચીકણો કે લુખો ભાવ.

સ્વચ્છંદપણું—અપ્રતિબંધપણું; સ્વેચ્છાચાર.

સ્વત્વ—પોતાની આત્મિક સત્તા; પોતાપણું, આત્મસ્થિતિ; સમાધિભાવ; નિજશક્તિ.

સ્વભાવ—નિજગુણ; દ્રવ્યનો મૂળ ગુણ અને પર્યાય.

સ્વભાવ પરિણમન—નિજગુણમાં વર્તવું તે.

સ્વભાવ પરિણામ—કોઇ પણ દ્રવ્યમાં રહેલી તેના સ્વાભાવિક ગુણ અને પર્યાયનો અસર.

સ્વભાવ પર્યાય—બીજા દ્રવ્યની સાહાય્ય વિનાની કોઇ પણ દ્રવ્યની જે મૂળ સ્થિતિ છે તેમાં થતો સ્વાભાવિક ફેરફાર.

સ્વયં—પોતાની મેળે; સ્વશક્તિથી.

સ્વરૂપ ભ્રષ્ટ—સ્વરૂપથી ચૂકેલો.

સ્વરૂપાચરણ,—સ્વરૂપમાં રમવું તે; આત્માનો અનંત ચારિત્ર્યમાં રહેવાનો ગુણ છે તે.

સ્વાતંત્ર્ય—સ્વતંત્રતા; સ્વાધીનતા.

સ્વાભાવિક—નૈસર્ગિક; નિસર્ગસિદ્ધ; કુદરતી.

સ્વાભાવિક ભાવ—સ્વાભાવિક પરિણામ; સ્વભાવ પરિણામ

સીમાબદ્ધ—મર્યાદિત; સાંત; સંકીર્ણ.

સાયન્સ—વિજ્ઞાન; સાપેક્ષજ્ઞાનનું ક્ષેત્ર; વ્યવહાર જ્ઞાન; મતિ અને ઇંદ્રિયની મદદથી જણાતું જ્ઞાન. (સંપૂર્ણ અને યથાર્થ સાયન્સ, કે જેના નિયમો બીજી પળે ફરે નહિ, તેને કેવળજ્ઞાન કહે છે. મન અને ઇંદ્રિયની શક્તિથી એ સાયન્સ ઘણું દૂર છે; કારણ કે તે જ્ઞાનનો આધાર આત્માની ઉજ્વળતા ઉપર છે. મન અને ઇંદ્રિય અને તેનો વિષય તો જડ છે.)

હેતુભૂત—કારણરૂપ.

હેતુરૂપ—નિમિત્ત ભૂત.

ક્ષયોપશમ—ક્ષય કરવું અને ઉપશમાવવું; નાશ કરવો અને ઢાંકવું; ક્ષય અને ઉપશમ.

જ્ઞાન પ્રભાવ—જ્ઞાનની શક્તિ; જ્ઞાનની પ્રબળતા.

જ્ઞાનાવરણીય કર્મ—જે પુદ્ગળ કર્મને લીધે આત્માની પાસે અનાદિથી રહેલું અનંત કેવળ જ્ઞાન ઢંકાઈ ગયેલું છે તે પુદ્ગળ કર્મ.

